# સતી જસમા ઓઢણ.

## સિદ્ધરાજ અને સતી સાવિત્રીનો

### ગરબો



શ્રી પ્રભુ

# મહારાજા સિદ્ધરાજ

અને

# સતી જસમા ઓડણ.

## ગરબા સાથે વાર્તા.


લખનાર

"પ્રહલાદ" દામોદરદાસ બ્રહ્મભટ્ટ

કર્તા "ચંપા શેઠાણી" "અબાદ ડીટેકટીવ" "ગુણસુંદરી"



પ્રગટ કર્તા

મગળદાસ જોઇતારામ શાહ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

પ્રત ૪૦૦૦ આવૃતિ ૨ જી

સને ૧૯૨૮ સંવત ૧૯૮૪

કિમ્મત ૦—૮—૦.





# પ્રસ્તાવના.



ગુર્જરી જનતાના ચરણે આ લોકપ્રિય બાળકથી મ્હોટા વૃદ્ધોના મુખે ચડેલી " જસમા ઓડણ " નામક વાર્તા ધરતાં હું મારૂં અહોભાગ્ય માનું છું.

આજ કાલ ગુજરાતમાં સતી જસમા દેવીનું નામ પ્રસિદ્ધ છે સ્ત્રીઓ તેના રાસડા ગાય છે. મેં પ્રથમથીજ જસમાનું જીવન ચરિત્ર જાણવા ઘણો પ્રયત્ન કર્યો. ને જુના ઇતિહાસો મેળવવા અને અને જસમાની વાત સત્ય છે કે અસત્ય તે જાણવા પ્રયત્નો કર્યા અને તેમાં પ્રભુ કૃપાએ મ્હને સફળતાની પ્રાપ્તી થઇ.

થોડાક વખત પર હું એક નાના ગામમાં ગયો હતો જ્યાંથી

મને ૧૮૫૨ નો જુનો ઇતિહાસ મળ્યો જેમાં સતી જસમાનું વૃતાંત્ત આમ થયું.

ઉત્સાહ પૂર્ણ તે વાંચ્યું, અને જનતાના ચરણે આ સત્ય બીના રજુ કરવાનું મ્હને મન થયું પણ જ્યાં એકે પુસ્તક મારૂં પ્રગટ ન થયું હોય ત્યાં હું જનતાના ચરણે આ પુસ્તક શી રીતે ધરી શકું ?

છેવટે પ્રભુની અથાગ દયાના કિરણો મારા પર પડયાં અને હું અત્યાર સુધીમાં જનતાના ચરણે યથામતિ પુસ્તકો મુકી ગયો છું તેનો ક્રમવાર ઉલ્લેખ કરવો જરૂરી છે.

મારૂં પ્રથમ ગુચ્છ તે " ચંપા શેઠાણી " તેના માટે અત્યાર પહેલાંના પુસ્તકમાં લખાણ લખી ચુકયું છું.

ત્યારબાદ " આબાદ ડીટેકટીવ " તેમાં પણ મ્હને મારા પ્રયાસમાં પ્રથમજ લખેલા પુસ્તકમાં ઠીક સફળતા મળી.

એક વરસનું બાળક કેવું હોય ? જન્મતા વારજ બાળક કયાંથી પરી પુર્ણ થાય ? રડતું બાળક ત્યાર પછીજ કંઇક બાળકની વૃત્તિમાં આવે. !

તેવુંજ કાલું ઘેલું મારૂં પુસ્તક તે " આબાદ ડિટેકટીવ " જગતનો ક્રમ આગળ વધતો જાય છે તેમ તેમ મારા પુસ્તકોમાં પણ કાંઇક સારો ખ્યાલ આપવા પ્રયત્ન કરી ચુકયો. ને તે પ્રયત્નના પરિણામેજ " ચંપા શેઠાણી " કાંઇક પ્રતિષ્ઠા પામી. ને તેમાં કેવળ દીનદયાળુની અથાગ દયા ! તેના અથાગ કિરણોનો મારી પર ધોધ પડયો.

ત્રીજુ પુસ્તક " ગુણસુંદરી " આ પુસ્તક પ્રગટ થયા પછી મારા મિત્રોમાના ઘણાએ મ્હને સંબોધન આપ્યું કે તમો સ્ત્રીઓનાજ વિરતાભર્યા દાખલા કેમ આપો છો ?

સ્ત્રી ઉપર હીંદુ સમાજ ક્રૂર થયા છે. નિર્દય રીતે વર્તે છે ! સ્ત્રીઓ એટલે છોકરા જણવાનું સાધન માનનાર પુરૂષ સ્ત્રીઓની વિરતા વાંચે ! તો તેની યતકિંચીત્ પણ બુધિ બદલાય તેમ મારૂં તો નમ્રપણે હઠીલાઇ ભર્યું માનવું છે.

અને તેજ માન્યતાના આધારે મેં સ્ત્રીઓના દાખલા ગુર્જરી આગળ ધરવાનો પક્કો વિચાર કર્યો છે. અને ઇશ્વર કૃપા તો કરતોજ રહીશ.

સતી જસમા ઓડણનું નામ તો દરેક વાંચક જાણે છે. તે પ્રમાણે હું તેનું સત્ય પુર્ણ જે જીવન વૃતાંતનો અમુક ભાગજ પ્રગટ કરી મારી ઇચ્છા સંતોષ કરૂં છું.

જસમા, ઓડણ જાતની હતી છતાં પણ તે શીયળની કિમ્મત સમજનાર હતી તેમ તો તમારે કબૂલ કરવું પડશે. આજ ભલે તેનું નામ સીતા તારા મંદોદરી અને દ્રૌપદીની હારમાં ન આવે પણ તે તેમના જેવીજ સતી હતી.

માણભટ્ટેએ સીતા આદિ સતિઓને જાહેરમાં ચુકયા, તેના ગુણ ગાયા જ્યારે જસમાના ગુણો ગાનાર કોઇ ન નીકળ્યું. આજ તેનો ગુણ ગાનાર પ્રહલાદ બહાર આવ્યો છે. પ્રભુકૃપા !

આવી ઇતિહાસ સાક્ષી વારી વાતોમાં જુઠાણું તો નજ નભે !

આખો ઇતિહાસ વાંચી ત્રણ માસ પછી જસમા લખાય છે એટલે તેની કલમનો રસ આમાં નહિ આવે ! તેની વિરતા મારી કલમનીજ આવશે.

છેવટે જગનિયંતા દયાળુ પાસે પ્રાર્થના કરી તેના ચરણ કમળમા મસ્તક નમાવી વિરમું છું.

રામનવમી. ૧૯૮૨<br>ખાડીઆ. ગોલવાડ<br>અમદાવાદ.



લી. સાહિત્ય રસીકોનો<br>" પ્રહલાદ " દામોદરદાસ<br>બ્રહ્મભટ્ટ.





# મહારાજા સિદ્ધરાજ અને સતી જસમા ઓડણ.

## પ્રકરણ પહેલું.

### વંશ પરિચય—પ્રજામાં ત્રાસ.

ઈતિહાસ પ્રીય વાંચકો જાણતા હશે કે પાટણ—વલ્લભીપુરના મહારાજા જયશિખરી-ભુવડના હસ્તે મરાયાબાદ તેની સ્ત્રી રૂપસુંદરીથી વનમાં પુત્ર અવતર્યો તે તેજસ્વી પુત્ર વનમાં અવતર્યો તેજ કારણે તેનું નામ વનરાજ પડયું.

સુરપાળ તેના મામાની અપૂર્વ સ્હાયથી તે આગળ વધ્યો. ભુવડની પુત્રી મીનળદેવીની ખંડણી લઇ ભુવડના સેવકો ગુજરાતનાં જંગલો વટાવી જતા હતા તેવામાં તે ખંડણી લૂંટારાઓએ લુંટી લીધી અને વીલા મુખે તેઓ ભૂવડ પાસે આવ્યા.

ભૂવડ ! લોભી ભૂવડ જેણે જયશી બરીના પ્રધાન સાળા સુરપાળને યુદ્ધ સમયે ફોડવા ઘણા પ્રયત્નો કર્યા પણ ન ચાલ્યો આથી તેના ઉપર દુઃખનો વાદળ વરસાવનાર ભૂવડ પેલા માણસો પર ક્રૂર થયો. નિર્દોષ સિપાઇઓ રામશરણ થયા.

અને લુંટારા મીનળદેવીની મીલ્કત લુટનાર બીજા કોઇ નહી પણ વીર વનરાજના માણસો હતા.

વનરાજ જ્યારે ઉમ્મર લાયક થયો અને પોતાની રાજધાની સ્થાપવા વિચાર કર્યો ત્યારે તેણે ભરવાડની મદદ લીધી. અને જગ જાહેર વાત છે, કે તેમણે પ્રભાસ પાટણ નામના નગરની રચના કરી પોતાની રાજધાની ત્યાં સ્થાપી વનરાજ વનનો રાજા મટી ત્યાંનો રાજા થયો.

ત્યારબાદ વનરાજના વંશજોમાં અનુક્રમે મુળરાજ ગાદી પર આવ્યો મૂળરાજ મૂર્ખો અને દારૂડીયો હતો. અને દારૂનું વ્યસન હોવાથી નીશામાં ચકચૂર બનીને તેણે પોતાનું રાજ્ય પોતાના ભાણેજને લખી આપ્યું. સવારે ભાણેજે રાજ્યપરનો પોતાનો હક્ક માંગ્યો પ્રાતઃકાળે મૂળરાજ નશા વગરનો હતો અને રાજ્ય માંગતા તેણે પોતાના ભાણેજને મૂર્ખો અને બેવકુફ ગણ્યો.

ભાણેજ કાંઈ મામાથી જાય તેવો તો ન હતો રાત્રે ત્યાંથી પોતાના મામાના ઘરથી પલાયન થઇ પોતાના પીતાના નગરમાં ગયો

અને માણુસો ભેગાં કરી. પોતાનું રાજ્ય-પોતાને આપેલું રાજ્ય મુળરાજ ઉપર સ્વારી લાવીને જીત્યો.

મૂળરાજ ક્યાં ગયો ? ક્યારે મરણ પામ્યો ને કોના હાથે તે વાત હજી પણ મળતી નથી પણ લોક વાયકા તો હતી કે મુળરાજને જંગલમાં સીંહના ભક્ષ થવું પડયું.

અને તે ભાણેજના વંશમાં સિદ્ધરાજ નામનો પ્રતાપી રાજા થયો મૂળરાજે પોતાના વખતમાં જે મીનારો બાંધવા માંડયો હતો તે મીનારો સીદ્ધરાજે પુરો કર્યો અને ત્યાં એક નગર વસાવ્યું જેનું નામ પોતાના નામપરથી સિદ્ધપુર પડયું. હાલ સરસ્વતી નદીને કિનારે તે હયાત છે.

અને હજારો ધર્મિષ્ટ હિંદુઓ ત્યાં જાત્રાએ જાય છે વ્હોરા-ઓનું જોર વધુ છે.

સિદ્ધરાજનું રાજ્ય એટલે રામરાજ્ય ! સિદ્ધરાજ ધર્મિષ્ટ રાજા હતો કારણકે તેને એક દેવીની અતુલ મદદ હતી. અને સમ્રાટ કહેવાયો હોય તો તે દેવીની અથાગ સહાયતાથી,

જ્યારે જ્યારે સિદ્ધરાજ યુદ્ધમાં જતો ત્યારે તેની આગલી રાત્રે દેવી સ્વપ્નાવસ્થામાં સિદ્ધરાજ જોડે વાતો કરતી સિદ્ધરાજ તેને યુદ્ધની વાતો પૂછતો દેવી તેને તમામ પ્રશ્નોના ઉતર આપતી.

સીદ્ધરાજને ચેતાવવા જેવી ચેતવણી પણ આપતી. ને ઘણી વખત દેવી સીદ્ધરાજને કહી ચુકી હતી કે " જ્યાં સુધી ત્હારી દાનત પાક હશે, ત્હારા મનમાં નીચ વૃત્તિ પેદા નહિ થાય ત્યાં સુધી ત્હારો વાંકો વાળ પણ કોઇ કરી શકનાર નથી. "

અને સીદ્ધરાજ તે પ્રમાણેજ વર્તતો અને તે પ્રમાણે જ્યાં સુધી વર્ત્યો ત્યાં સુધી તેની પ્રજા સુખી થઇ પ્રજા તેને દેવનો અવતાર

માનવા લાગી. તેને પૂજવા લાગી. પાટણની સુંદરીઓ તેની તસ્વીરોને ફુલડા ચડાવી ઓવારણાં લઈ પ્રભુને પ્રાર્થની કે " દીનદયાળુ ! અમારા પ્રતાપી મહારાજા સીદ્ધરાજ ઘણું જીવો તેમનું રાજ્ય અમર તપો ! રામચંદ્ર જેવા પ્રભાવશાળી થાય ! અને તેમના વંશજોની વૃદ્ધિ વધો ! "

અને પ્રભુની જ્યાં સુધી ધાટ મહેરબાની રહી તેના રાજ્યમાં માગ્યા મેઘ વરસે ! આનંદમય દિવસો પ્રજા ગાળવા લાગી.

એક વખત પાટણ રાજ્યમાં વરસાદ બરોબર પડયા છતા પણ તીડના ટોળા ખેતરમાં ફરી વળવાથી પાકેલા પાકને સખ્ત નુકસાન થયું. પ્રજામાં ત્રાસ વરતાયો દુષ્કાળની આગાહીના પડઘા પાટણની પ્રજા પર અથડાવા લાગ્યા.

મહારાજા સીદ્ધરાજે પાકને ફરીથી નવું જીવન આપવા માટે પ્રભાસપાટણની નજીક વહેતી રમ્ય સરિતામાંથી નહેર કહાડી ખેતરોને પાણી આપવા માંડયું. પણ પાક સફળ ન થયો.

રાજ્યના માણસો ઘણી વખત ઇનામની લાલચે પ્રજાને કનડી નાંખે છે રાજા આપણા ઉપર પ્રસન્ન થશે તો આ ઇનામ મળશે આમ થશે તેમ થશે આમ તર્ક વિતર્ક ઘડતાં રાજ્યના માણસો ઘણી વખત અનર્થ ભર્યું શરમ ભર્યું વર્તન કરે છે ને તેથી તેમાં તેની ધારણા કરતાં કાંઇ ઉલટું પરિણામ આવે છે તે સ્હેવું પડે છે. ઘણી વખત રાજાનો પ્રકોપ તેની પર પડે છે ને તે વ્હોરી લેવો પડે છે. માનીતા થવા જતાં સદાને માટે અણમાનીતા થવાનો પ્રસંગ પણ આવે છે આ વખતે તે નતો રાજ્યનો કે નતો પ્રજાનો આવા બુરા હાલ થાય છે.

અને તેવીજ રીતે સિદ્ધરાજના એક માણસે મ્હેસુલ ઉઘરાવવા માંડયું પ્રજામાં રાજા પ્રત્યે અણગમે ઉભો થયો અવિશ્વાસનું વાતાવરણ જામ્યું પ્રજા આવા દુષ્કાળના વખતે નાણાં કયાંથી કાઢે ?

જોરાવર નામના રાજપૂતે પ્રજા પર વધુ હુમલા કરવા માંડયા એક પ્રખ્યાત ગામના પંચાતીયાની ઇજ્જત તેણે લેવા માંડી. તેની પાસે દાણ ભરવાના પૈસા ન હતા. ભલમનસાઇથી કહ્યું કે " અન્નદાતાર ! માફ કરો ! પાસે પૈસા નથી. વરસાદ આ સાલ આવ્યો નથી તે આપ કયાં નથી જાણતા ? વળી હમારી સ્થીતી પણ કાંઇ આપનાથી અજાણી નથી તો કૃપા કરી બાપુને કહેજો કે દાણ લેવાનું આ સાલ મોકુફ રાખે ? બાપુતો ગરીબના શીરતાજ છે ! દયાળુ છે ! બાપુના દીલમાં જરૂર દયા ઉદ્દભવશે. "

" અરે ! જા ! જા ! એમતે કાંઇ દાણ છોડી ન દેવાય સમજ્યા કે ! વરસાદ વરસે કે નહિ ? તેમાં અમારે શું ગત સાલ વરસાદ વરસ્યો પણ તમે કાંઇ હમને પણ યાદ કર્યા. અમને ભૂલી ગયા તો પછી અત્યાર સુધી તમારો વારો હતો હવે અમારો આવ્યો ગમેતે કરો ! કાળા ચોરના પૈસા લાવો ! વ્યાજે લાવો પણ રાજ્યની દાણ તો તમારે પૂરી કરવાની રહી ! તમારા માટે કાંઇ રાજ્યની તીજોરી તળીયા ઝાટક નહિ થવા દઇએ સમજ્યાને ! માટે મહેરબાની કરી દાણ ભરીદયો નહિ તો હમારે તમને નાહક જેલમાં મોકલી હેરાન કરવા પડશે તેનાથી શું ફાયદો ?"

જોરાવરે દમ પૂર્વક હાંકવા માંડયું ને દાણ કહાડવાના ઇલાજો રાજાની અજાણમાં અજમાવવા માંડયા. જોરાવર રાજપૂત અને આ પટેલીયાને આગળ પણ ખટપટ થઇ હતી તે ખટપટ ફક્ત દાણ માટેની હતી.

પટેલીયાના ખેતરમાં જુવાર ઘણા સારા પાકયા હતા. જોરાવર આ વખતે ખેતરની આકણીમાં હતો ને તેણે મહારાજાથી છાનો કેટલાક દાણા જોરાવર પાસેથી મેળવ્યા હતા. પણ આ વરસે તેતો ન આપ્યા તે અંટસ જોરાવરને સાલ્યા કરતી હતી. વૈર લેવાના વિચારો રાત દિવસ તેના દીલમાં ઉભરો લાવતી હતી, ને તે આજ મળેલી તકનો બરાબર ઉપયોગ કરવા માંગતો હતો.

" પણ મેં તમને પહેલાં દાણા નોંતા આપ્યા સ્થીતી મારી સારી ન હોય કે મારે દાણાની ઘણી જરૂર હોય તો મારે તમને કયાંથી અપાય ? કાંઇ બારે અને ચારે દરેક જણના સરખા ઓછાજ જાય છે ! માટે જોરાવરજી તમે આ સાલ કૃપા કરીને દયા કરો ! પ્રભુ કલ્યાણ કરશે. ! અમારા ગરીબોની આંતરડીનો આશીર્વાદ કોઇ દિવસ ફળશે ?" પટેલ તો કરગરતોજ રહયો " ગમે તે કર ! પણ હું સાંભળનાર નથી ?" જોરાવર રાજપૂતે જણાવ્યું.

" બસ આવા પત્થર હ્રદયના થતાં જરાપણ દયા ન આવી ! જરાપણ રહેમ નહિ લાવો પ્રભુ ખાતર ! હમારા નાના બાળકો ! અમારા પ્રાણુ પ્યારા ઢોર ખાતર તો દયા લાવો ? પ્રભુ આપને ત્યાં આપે ! રામ આપના હ્રદયના વસે તો મહેરબાની કરો ! તેના તરફ દીનતા ભર્યા મુખે બે હસ્ત જોડીને ઉભો રહયો.

પટેલની પાછળ આખા પાટણના ખેડુતો ઉભા ઉભા આ હ્રદય પૂર્વક દ્રશ્ય ભગ્ન હ્રદયે જોઇ રહ્યા હતા. જોનારનું હ્રદય બળતું હતું પણ શું કરવું તે કોઇને સુજતું ન હતું ખેડુત વર્ગ ઘડીમાં પટેલ તરફ તો ઘડીમાં જોરાવર તરફ જોઇ રહ્યો હતો.

તેમના એક એકના મુખો ઉદાસ હતા. ગમગીનીમાં ભરાયા

હતા. કોઇના મ્હોડામાંથી કાંઇપણ ઉદગાર સંભળાતો ન હતો. જોરાવરના કૃત્યો તમામ ત્યાં જોઇ રહયા હતા. હમણાં શું કરશે ? સિપાહીને બોલાવી જેલમાં નંખાવશે ? આબરૂદાર પણ ગરીબ ખેડુત વગરનો થશે. જેલમાં જશે આમ વિચાર તરંગો દરેકના મનમાં ઉદભવતી હતી.

" અરર તમે નહિ દયા કરો ? તમારે ચરણે પડું છું ! " આમ તેણે પગમાં પડતો તે બોલી ઉઠયો " ના તે નરાધમને ક્રૂરતા ભર્યો જુવાબ આપી પોતાનું હૃદય પત્થર દીલનું છે તેમ જાહેર કર્યું અને વધુ ધમપછાડા કરવા માંડયા.

જેમ જેમ જોરાવર રાજપુત વધુ નિર્દય થતો ગયો તેમ તેમ પટેલ વધુને વધુ કરગરવા લાગ્યા, પણ પત્થર હૃદયને વૈર લેવાનો પાકો વિચાર કરી સતાવવા આવેલો જોરાવર કયાંથી પીગળે ?

" તો આપ ચાર દિવસ સબુર કરો ! હું કાળા ચોરના લાવીશ મારી બૈરીના દાગીના વેચીશ મારા પુત્રનાં ધરેણાં ગીરો મુકીશ પણ તમારી રાજ્ય દાણ પુરી ભરી આપીશ આપ ધીરજ ધરજો ! " તેણે કરગરતાં અને વિનવતાં ચાર દિવસનો વાયદો કર્યો.

" વારૂ ચાર દિવસ ગયા બાદ હું આવી હાજર થઇશ, તે વખતે મને તમામ દાણ ચુકવી આપજે નહિ તો હું છું આગળ ! હવે તું કયાં જવાનો છું ? વૈરની વસુલાત હું બરાબર લઇશ ! તુંજ મારાપર રૂવાબ અને કરડાગીમા બોલી ગયો હતો કેમ ? જો ત્યારે તેનુ પરિણામ ! હાલ શું થાય છે ! તારી દશા ! " તેણે પોતાનું વેર લેવાની અને વાયદાસર નાણાં નહિ આપો તો તેને વધુ સતાવવાની ધમકી આપતો તે નરાધમ બરાડી ઉઠયો. અને ધમપછાડા કરતો ત્યાંથી જવા લાગ્યો.

" સાહેબ ગઇ ગુજરી ભૂલી જાવ ! અને રંક પર મહેરબાની કરો ! "

તેણે વિનતિ કરતાં પાછળની થયેલી ભૂલો માટે માફી આપવાનું તેણે નમ્ર પણે કહ્યું.

" ભૂલી જઈએ કેમ ? વારૂ વિચાર કરશું અને પછી ભૂલી જવા પ્રયત્ન કરશું ? હાલ તો તું દાણ તૈયાર કરી રાખજે ! આમ કરી તે તુરત ત્યાંથી જતો રહ્યો ને મનમાં મલકાતો હતો.

" બાપુની રાજ્યગાદી હવે ફરવા બેઠી છે ! પ્રજામાં જે માન બાપુનું હતું તે માન હવે નહિ રહેશે ! " તેના ગયાબાદ એક ખેડુતે વાત કરી.

" ક્યાંથી રહે ? ખરો રાજકર્તાતો પ્રજા પાસે પૈસા ન હોય તે વખતે પણ તે દાણ માફ કરે ! તેજ ખરો રાજા તેજ પ્રજાનો માનીતો પીતા ! " બીજાએ પણ પોતાનો અભિપ્રાય રાજાના સંબંધી જણાવ્યો.

" હું વિચાર કરૂં છું કે સીદ્ધરાજનું રાજ્ય તે આપણને રામના રાજ્યનું ભાન કરાવતો હતો ! "

" હા તેતો ખરૂં ? અત્યારસુધી સીદ્ધરાજનું રાજ્ય રામનું ગણાયું છે ને લોક માને છે ? " બીજાએ પણ જણાવ્યું. આમ સહુ પોતપોતાનો અભીપ્રાય રજુ કરતા હતા.

" હવે ? તેમાંના એકે પુછ્યું.

" હવે શું ? કપાળ ફુટયું ! વાડ વેલો ખાવા બેઠી છે ! આપણને જબરજસ્ત ઓથ હતી તેવા બાપુ આપણા ઉપર કોપ્યા ! પેલાએ તો પોતાના હ્રદયની જવાળા કહાડતાં કહેવા માંડયું નેના હ્રદયમા ક્રોધની લાગણીના પૂર ચડયા હતા.

અને એવા પૂર કોને ન ચડે ? ક્રોધની લાગણી કોને ન પ્રવર્તે પોતાપર રાજા તરફથી હૂમલો થવા માડયો, પોતાના શીરપર દુઃખો ના વાદળ ચડી આવ્યા હતા ! કોઇપણ રીતે પોતાનો બચાવ કરવાનો માર્ગ સુઝતો ન હતો ! ત્યાં શું કરે ?

અને વાંચક તમો પણ શું કરો ! તમારા દુઃખો તો તમોજ જાણો ! બીન અનુભવી કયાંથી જાણે ? અનુભવીજ ઓસડ આપે !

જે સિદ્ધરાજ માટે પ્રજામાં આશાના કિરણો હતા. જે રાજાના રાજ્યને પ્રજા રામનું રાજ્ય માનતી ! જે વ્યવસ્થા પર, જે રાજા પર પ્રજાજનોએ સુખોના વિચાર તરંગોની ઇમારત બાંધી હતી, તે ભસ્મીભુત થઇ. આશા નિરાશાના અંધકારમય વાતાવરણમાં નિરાશાના પુરમાં તેની આશાના કિરણો ભળી ગયા અને નિરાશામાં પ્રજાજનોનું હૃદય ભાન થયું ચુર્ણ વિચુર્ણ થઇ ફના થવા બેઠું હતું.

અને તે બધો પ્રતાપ કેવળ જોરાવર રાજપૂતનો !

પ્રજાના દુષ્ટ કારભારીયોને લઇને પ્રજામાં રાજાની બેઅદબદો ફેલાય છે ! પ્રજાની પ્રીતી સંપાદાન કરનાર, રાજાના ગુણો બતાવનાર અવગુણો હોવા છતાં બાયલો અને નિર્બળ રાજવીને પણ શૂરાતન નાપૂર ચડાવનાર તે તેમના કારભારીઓ પર અવલંબી રહે છે ખરાબ મળતીયા રાજાનું નાશ કહાડશે, પ્રજામાં રાજાપ્રતિ અવિશ્વાસ વાતાવરણના કિરણો ફેલાવશે ! રાજાની માન પ્રતિષ્ઠા ઇજત આબરૂ તમામનુ લીલામ કરાવશે !

તેવા મળતીયા તેવા સલાહકારો—કારભારીયો પોતાના રાજ્યમાં ન હોય તે જોવાની રાજાની ફરજ છે. તેવા મળતીયા રાજ્યવૃક્ષને કોતરી ખાનારા કીડા છે તેવા દુષ્ટ કારભારી રાખવાથી રાજ્યને મોટુ નુકશાન થશે રાજ્ય ફના થશે.

પ્રજાપ્રીય મહારાજા સીદ્ધરાજનું હૃદય આથી અણુજાણુ હતું પણ તેના તરફ પ્રજામાં અવિશ્વાસના વાતાવરણના પૂર પ્રજાજનમાં આવી ગયાં.

જે રાજા પ્રત્યે સ્ત્રીઓ પણ માનભરી નજરથી જોતી તે રાજાની હાલ પ્રભુ પાસે તાતઃકાળ અને સંધ્યા એવો વખત કેવળ ફરી યાદો થતી ! ગમે તેમ વાતો થતી.

આજ સીદ્ધરાજપ્રતિ મહારાજા સમ્રાટ સીદ્ધરાજ પતિ પ્રજાઅશંતુષ્ટ રહેવા લાગી. ખરેખર એક નીચ નરાધમ મળતીયાથી રાજ્યને કેટલું નુકશાન થાય છે, તે આપણે આગળ ઉપર જાણીશું ત્યારેજ ખબર પડશે હાલતો ખરી વાત છે કે—

મળતીઆ જો હશે લુચ્ચા તો જરૂર એ રાજ્ય વગોવાના.
રાજાની આબરૂ ને સહુ ખરે ધકકો લગાવાના
પ્રજામાં ત્રાસ વર્તાવી અને મ્હાલી બહુ સુખો
દેતી કાંઇ શ્રાપ બહુ જ્યારે પ્રજા પર આવતાઃ દુઃખો

એ હરામો, બદમાશો પોતે મ્હાલે ! લાંચને ખાતર ? પ્રજાને કનડે ? તેના પ્રતાપે તેમના તરફથી ગુજરતા અસિતમ અત્યાચારો રાજાની આબરૂપર, પાણી ફેરવવા પુરતા હતા ? રાજાની આબરૂનું લીલામ કરનાર ખાય તેહેંજ ખોદનાર ? આવા નર પીશાચોને ધીક્કાર છે ? ફીટકાર છે ? હરામી શયતાનો ?

વખત વખતનું કાર્ય કર્યે જતો હતો. સવાર પછી સંધ્યા અને સંધ્યા પછી અનહદ અઘોર અંધકારમય ભીષણ રાત્રી આવે છે.

ચડતી પછી પડતી અને પડતી પછી ચડતી. તેમ જગતનો કાર્યક્રમ ચાલ્યો જાય છે. હજારો ભીખારીમાંથી પૈસાદાર ! અને પૈસા

હાશે નાદારીમાં ચાલ્યા છે ! કુદરતની મહાન કળા કોઈ કળી શક્યું નથી ! તે કળી શકવા પામર પ્રાણી શુ સમર્થ હતો. ?

પ્રાતઃકાલના ઉદયના ચીન્હો અસ્ટપસ્ટ જણાતા હતા. પૂર્વાકાશમાં ઉષા પ્રગટી અને લાલપીળા રંગના શાથીઆપુરી આકાશને અચ્છાદીત કર્યું પ્રભાકરની સ્વારીની છડી પોકારતા મરઘડા કુકરેકુક કરી પ્રજાને સૂર્યોદયની જાણુ કરી પ્રજા ઉંઘમાંથી જાગૃત થઇ.

ધર્મીષ્ટ રૂષીમુનીઓતો કયારનાય પોતાના કાર્યથી પરવારી સંધ્યાં કરી અને આત્મજ્ઞાન મેળવનાર રૂષિઓ પ્રભુની માળાના મણકા ફેરવી રહ્યા હતા.

પ્રાતઃકાળ થતાંજ આજ તેનો વાયદો પૂરો થવાથી પટેલને ચીંતા થવા માંડી .જેનો મનુષ્યને ભય હોય તો પ્રથમ આવીને ભેટે તે જગતનો કુદરતી નિયમ છે, તે મુજબ પેલો જોરાવર રાજપુત ત્યાં આવી પ્રાતઃકાળમાંજ ઉઘરાણી કરવા લાગ્યો. પટેલતો ઝંખવાણા પડી ગયા હવે શું કરવું ? વાયદો આપ્યા પ્રમાણે હજી સુધી નાણા મળ્યા નથી ! કયાંથી મળે ! જ્યાં દુકાળનું વાતાવરણ હતું શેકડો પૈસો પણ ન મળે ત્યાં દાણના રૂપીઆ શી રીતે મળે ?

પટેલના મુખ ઉપર ચીંતા જનક અવનવા ફેરફારોથી તેની ચીન્તા નાણા નહિ મળવાની તુરતજ જોરાવર રાજપુત સમજી ગયો ને તેણે તમામ બિના સમજી હવે તેને બરાબર સતાવવો આવો મનસુબો ઘડીને તેણે નાણાની ઉઘરાણી કરવા માંડી !

"કેમ વાયદો પૂરો થયોને ?"

"હા ! બાપજી પણ મહેરબાની......

" પણ કે બાપુ ! કાંઇ ચાલવાનું નથી માટે રૂપીઆ ધરી દે ! તેણે ક્રૂરતા દાખવતાં કહેવા માંડ્યું પણ પેલો ગરીબ પટેલ દીનતાપણે નમ્રતાથી નમીજ રહ્યો હતો.

" હશે ! કૃપા કરો ? હું અને મારા છોકરા આપને આશી વૉદ દઇશું ! "

" મારે ન જોઇએ ! તેવા કાલાવાલા ! મ્હને તો દાણ આપી દયોને એટલે બસ !

" પણ બાપજી ક્ષમા કરો ! "

" એટલે ! હવે તમારા વાયદા નહિ ચાલે માટે હવે આજ તો રૂપીઆ આપી દો ! મને બોટા ખોટા ધક્કા ખવડાવીને નાહક હેરાન કર્યો ! "

જોરાવર રાજપુત ગુસ્સાપૂર્ણ અવાજે બોલ્યો

પાંછા આવા અવાજને સાંભળીને આખા ગામના ગરીબ ખેડુતો ભેગા થયાને ત્યાં ટોળુ જમા થયું રાજપુતના ધાટા તો વધતા જતા હતા આથી પટેલ તો શરમાયો ! ને શરમ ના આવે ! "

" જો આજ તારે દાણ ન આપવી હોય તો ચાલ મારી જોડે જેલમાં. "

ને જેલનું નામ સાંભળતાં ભલાભલાની કંપારી છુટે તો પછી પટેલના શા ભાર ! જેલમાં જવું એટલે મરવા પડવું તેવી તે વખતની ભાવના હતી સત્ય બીના હોય છતાં પણ જેલના ભયથી ઘણી વખત તે વખતના માણસો રાજાને ફરીઆદ ન કરતાં.

જેલમાં જવું પડે તો મરવાનો પ્રસંગ આવે તે સારૂં તેમ

છજ્જતા ! યમનાદૂતો સારા પણ સરકાર-રાજ્યના દૂતોનું તેડું છુંક તેવી ભાવના તે વખતે પ્રચલીત હતી ત્યાં પટેલના શા ભાર ! પટેલ તો થરથરી ગયા ! પગ ધ્રુજવા લાગ્યા અને હવે મરણ હમણાંજ આવશે તેમ તેની નજર સામે ભયંકર દૃશ્ય તરવરવા લાગ્યું હમણાંજ પટેલ મરણના પંથે ચાલ્યા જશે.

" જાવ ? કૃપાકરી થોડી ક્ષણ રહીને આવો ! " પટેલે કરગરતાં થોડીવાર પછી આપવાનો વાયદો કર્યો ને તેના બંન્ને સુકોમળ હસ્ત જોડીને પટેલ ઉભો રહયો.

" શું હજી પણ થોડી ક્ષણ પછી ! હું તમારો કાંઇ નોકર નથી સમજ્યાને ! મારે ગમે તેમ કરી ને દાણ તમારે અત્યારે ને અત્યારેજ ભરી આપવી પડશે ! હું થોડીક ક્ષણ તો શું પણ એક મીનીટપણ રોકાવાનો નથી ! હમારે હજી ઘણી જગ્યાએ દાણ લેવા જવાની છે ? " જોરાવર રાજપુત જેમ જેમ પેલા પટેલ નરમ થતો ગયો તેમ વધુને વધુ તીવ્ર કઠણ હૃદયી અને ઉતાવળીઓ બનતો ગયો. અને વધુને વધુ બાંટા પાડી ગામના લોકોને ભેગા કરીને ઇજ્જત લેવા લાગ્યો.

પટેલનેતો ગામના લોક ભેગાં થાય તો મરવું પડે ? આવો ઇજ્જતદાર માણસ પણ શું કરે જ્યાં નાણાના વખાં ? ઝેર ખાવનો પૈસો પણ ન મળે ? ત્યાં સરકારી દાણ ક્યાંથી લાવી શકાય ? ને જોરાવર રાજપુતને આપી શકાય !

" બાપુ તમને પગે લાગું છું ને આપ થોડીવાર પછી આવોતો સારૂં ! " જોરાવર રાજપુતના અશ્રુ ભીની આંખે પગ ઝાલતાં તેણે કહયું.

" જાવને જોરાવરસીંહજી તો થોડીવાર પછી આવજો ! તેમ શું ! " ગામના બીજા ભેગા થયેલામાના એકે તેમને જણાવ્યું.

" પણ તેમને વાયદાતો પુરો થયો છે પછી શું ? શાંન્હેગારી કરી !"

" ના બાપુ ! ના ! પણ હશે ! હવે થોડી ક્ષણ રહીને આવો દાણ જરૂર આપશે હવે તમને ધક્કો નહિ ખવડાવીએ ! પટેલ અને તેની સ્ત્રી સહિત આવી વિનંતિ કરવા લાગ્યા.

ઘણી વિનંતિને અંગે પટેલ પાસેથી જોરાવર રાજપુત ત્યાંથી આગળ વધ્યોને જતાં જતાં પણ જેલની ભયભીતવાળી બ્હીક આપતો ને હમણા આવું છું તેવું સુચન કરતો ગયો.

પટેલ તાત્કાળીક પોતાના ઘરમાં ગયાં સ્ત્રી પાસે ઘરેણાં માંગ્યા પણ પોતાના પીયરના દાગીના વેચવાનું સ્ત્રીએ શાક ના કહયું ઘણો કરગરયો પણ સ્ત્રી એકની બે ન થઇ તે નજ થઇ ?

આર્ય દેશની બાળા પતિ વ્રતા હોવીજ જોઈએ તેમ તો ન હતુંજ પોતાના દુઃખની ખાતર પોતાની જાત વેચનાર તારા જેવી બધી સતીઓ કયાથી પ્રગટે ? હજારોમાં એકજ નીકળે છે !

" જો હું જીવતો હઇશ તો આવતી સાલ દાગીના નવા ઘડાવીશું પણ દાણવાળાને આપવા આપણી પાસે પૈસા નથી ને તે જેલમાં લઇ જશે તો ! માટે થોડાક દાગીના આપ તેના નાણા લાવી તેનું દેવું પતાવીએ ? " પોતે પોતાની સ્ત્રીને જણાવ્યું,

" તમે ગમે તેમ કરો પણ હું કોઇ દિવસ મારા પોતાના પીયરના દાગીના તમને આપી હું ઉઘાડી થાઉં તે કદી પણ થનાર

નથી !" તેની સ્ત્રીએ ચોકખો નકારમાં જુવાબ આપ્યો. આ જુવાબ આપતાં તે વધુ તીવ્ર બની હતી.

"તો શું તું ઇજ્જત જવા દઇશ ! મ્હને દાગીના નહિ આપે ?"

"એ કદીપણ બનનાર નથી ! કહેનાર હોય તે કહી રહયા ?"

"સારૂં તમે બ્હાર જાવ ! હું..." પોતે હુકમ આપ્યો ને તમામ બહાર ગયા.

પટેલે અંદરથી બારણું બંધ કર્યું અને ભગ્ન હૃદયે કુવાનું દોરડું હાથમાં લીધું પીઢ ઉપર નાંખ્યું અને ગાળો કરી પોતાના ગળામાં ઘાલ્યો. અને જોત જોતામાં તેણે પોતાના હાથ ખેંચી પોતાના જીવને આ દેહ છોડી જવાની આજ્ઞા આપતા હોય તેમ જણાયું. બીચારા ઇજ્જતને ખાતર જેલના ભયથી અને નરાધમ જોરાવર રાજપૂતના ત્રાસથી કંટાળી તેણે આત્મઘાત કર્યો ! જીવનપર ફીટકાર વરસવા લાગ્યો.

બ્હાર સ્ત્રી અને છોકરા રાહ જોઇ રહયા હતા. પાંચ મીનીટ થઇ દશ મીનીટ થઇ અડધો કલાક થવા આવ્યો પણ અંદરથી દ્વાર ન ઉઘડ્યા તે નજ ઉઘડયા. કયાંથી ઉઘડે ? અભાગી પટેલ તો જીવનદોરી તોડી કયારનાય ઇશ્વરના દરબાર તરફ પ્રયાણ કરી ગયો હતો.

જોરાવર રાજપૂત એટલામાં ત્યાં આવી પહોંચ્યો ને પોતાના નાણાની-દાણાની ઉઘરાણી કરવા લાગ્યો પણ ત્યાં કોઇ ન હતું.

"પટેલ તો અડધી કલાકના બારણું બંધ કરી અંદર છે. હજી બહાર આવ્યા નથી !" તેની સ્ત્રીએ જુવાબ આપ્યો. છોકરા ત્યાં ટળવળતા હતા.

" હજી અંદર છે ? તારા અંગ પરના દાગીના છે તેમાંથી ત્રણ દાગીના આપ એટલે તારા પતિની દાણ પુરી થશે ! પછી ભલે તે અંદરજ પૂરાઇ રહે ! તેની સ્ત્રી પર નજર પડતાં તેના દાગીના માટે આપવા. અને પતિની દાણ પુરી કરવા તે નરાધમે જણાવ્યું.

" આ–બાપા તો લટકે છે ! " બારણાની ફાટમાંથી નજર નીહાળતા પેલા છોકરાએ બુમ મારી !

" હેં લટકે છે ! આપઘાત કર્યો હશે ! " ત્યાં બેઠેલા માણસે જણાવ્યું.

પટેલની સ્ત્રી કલ્પાંત કરવા લાગી. ત્યાં ભેગા થયેલા માણસોએ બારણા તોડવા માંડયા. પોતે આપઘાત કર્યો આપઘાત કર્યો તેવી બુમ આખા ગામમાં પડી. આખું ગામ કલ્પાંત કરતું જોરાવર રાજપૂતને તો વળી કોઇ કોઇ તો સીદ્ધરાજને ગાળો દેતું.

મહારાજા સીદ્ધરાજપર શ્રાપોના અંતિમ વરસાદ વરસાવા લાગ્યા તે કેવળ જોરાવર રાજપૂતના અધમ આચરણથી.

આવા આવા આત્મહત્યાઓ, પ્રજા પર વરસતો ત્રાસનો અંતિમ વરસાદ વરસવા લાગ્યો ત્યાં વરસાદ મેઘરાજા કયાંથી આવે ? પ્રજાપર રાજના હરામી અમલદારો પ્રજાને રંજાડે પ્રજાપર ત્રાસના વાદળ લાવે ત્યાં પાણી પણ કયાંથી હોય ?

પ્રજાના શ્રાપે નદીઓના પાણી સુકાયા. પ્રજાપર આ નવું આફતનું મંડાણ થયું.

જે નદીઓમાં, જે તળાવોમાં પાણી હમેશાં કાળ ઉન્હાળામાં

પણ અખંડ રહેતા તેજ તળાવો, તેજ નદીઓમાં અત્યારે કાગડા ઉડતા અને પાણી સુકાય તેમા કોના દોષ ? નીર્દોષ પ્રજા પર જુલ્મ વરસાવી પ્રજાની આંતરડી કકરાવી પ્રજા આબાદીની આશા રાખવી તે ફોગટ નહિં ? તેવી આશાઓ ફક્ત તરંગો નહિ ! આકાશ કુસુમવત અને વિચાર તરંગોજ નીવડે !

મહારાજા સિદ્ધરાજ જોરાવરસીંહ રાજપુતના કર્મોથી હજી અજ્ઞાતજ હતા ! પ્રજા પર તેણે કેવા સીતમો વરસાવ્યા છે તેની તે તે પ્રજા પ્રિય પણ દરબારમાંથી બ્હાર નહિ નીકળનાર રાજવીને ક્યાંથી ખબર હોય ?

રંગ મહેલમાં રહેનારો સીદ્ધરાજ હજી આ બાબતથી અજ્ઞાન હતો પણ એ જરૂર તે બાબત જાહેર થવાની 'જોરાવર રાજપૂતનું શું થાય છે તે જોવાની દરેકને ઇચ્છા હતી !

આમ આપણે તેનો વંશજ અને પ્રજામાં ત્રાસ વાંચી આગળ વધીશું ?





## પ્રકરણ બીજું.

---

### સ્વપ્નાવસ્થામાં




ભુ સૂર્યનારાયણ પોતાનો રથ ધીરે ધીરે પશ્ચિમ દિશામાં ઉતારી રહયા હતા. જતા-જતા પણ આકાશમાંથી લાલ પીળા રંગના કિરણો પૃ-થ્વીપર ફેંકી રહયા હતા.! કોણ જાણે કેમ તે કિરણો હવે નિસ્તેજ અને નિર્માલ્ય સમભાસ આપતા હતા.

સંધ્યા પ્રગટી સૂર્યનારાયણ પોતાનો રથ પોતાની કાળનુ તેજ સમેટીને ચાલ્યા ગયા. અને હવે અંધકાર આવવાની તૈયારીની આગાહી આપતી સંધ્યા પ્રગટી લાલ પીળાં બીછાના સમેટી લીધા અને રાત્રી આવી અને જ્યોસ્તના મય પૂર્ણીમા પ્રગટી.

આ અમૃત મય કિરણો પાટણની તમામ પ્રજા આનંદથી લૂટી રહી. અને એ લૂટવામાં મઝા આવતી હતી. આખા પ્રભાસપાટણમાં જો કોઇપણ ખીન્ન હૃદયે શોકાતુર મુખે બેસી રહ્યું હોય ! આ આ-નંદની રાત્રિમાં શોકાતુર હૃદય હોય તો એકજ સ્ત્રી ! અને તે

પટેલની ! આ આનંદમય શાંતિના અમી ઝરણા સમા કિરણો પણ તેને અશાંતિ આપતા. શીતળતાવાળો ચંદ્રમા પણ તેને ઠંડક આપતો ન હતો ! પટેલની સ્ત્રીના મનમાં હૃદયમાં પણ ઉકળાટ રહેલો હતો ! જીવનથી કંટાળી ગઇ હતી.

આંખોમાંથી, અશ્રુની ભીની આંખે અશ્રુની અસ્ખલીત વહેવડાવી રહી હતી. ગાળોને શ્રાપોનો આશીર્વાદ વરસાવી રહી હતી જીવન ઉપર ધીક્કાર અને ફીટકાર વરસાવી રહેતી.

આખુ જીવન તેનું અસ્થવ્યસ્થ થઇ ગયું. આશાના કિરણો હજી પોતાના હૃદયમાં પુર જોશથી વહી રહયા હતા તે તમામ કિરણો આજ ભસ્મભૂત થઇ ગયા.

આપતિ અને દુઃખના વાદળ કોના શીર પર પડયા છે અને તે શાંતિથી સહન કરી રહયો છે ! પછી તો કુદરતે શીરપર નાખ્યું સહયાજ કરવું ? તેમાજ ખરૂં સુખ રહયું છે.

ગામની ભાગોળે પ્રભાસપાટણની સ્ત્રીઓ રાસડા લઇ હતી. કુદરતીય આનંદ વ્યાપી રહયો હતો. સ્ત્રીઓના મસ્તકો પરથી ઘુમટાં સરી જતાં હતાં સ્ત્રીઓ રાસડા લેવામાં મશગુલ થઇ હતી.

રાજા સીદ્ધરાજ આ સમયે પોતાની ગગન ચુમ્બીત અગાસી પર સ્ત્રીઓના રાસડામાં આનંદ માણતો હતો; તેના મનમે પણ ઉદ્વેગ હતો, હૃદયમાં શાંતિનું કિરણ પણ ન હતું જે રાજા અહર-નિશ શાંતીમાં મશગુલ હતો તે રાજા આજ કાળાશમય મુખે નિરાશ અને ભગ્ન હૃદયે ત્યાં ફરતો હતો આજ તેના હૃદયમાં અશાંતિનાપુર ચડયાં હતાં.

અમે ગુસ્તજ તેણે તાળી પાડી અને તાળીમા અવાજ થતાં

બાંદી આવી ત્યાં હાજર થઇ. બાંદીને હાજર જોઇ તેણે તુરતજ પોતાનો ડ્રેસ લાવવા હુકમ કર્યો અને આજ્ઞાપાલક બાંદી ત્યાંથી રાજાનો ડ્રેસ લેવા ચાલી ગઇ.

અને જોતજોતામાં હાજર થઇ. રાજા સીદ્ધરાજ પોતાના નગરની ચર્ચા અર્થે તુરતજ બહાર નીકળ્યો, અને પ્રથમજ ઉતાવળો ઉતાવળો તે ભાગોળે આવી પહોંચ્યો સ્ત્રીઓએ રાજાને આવેલા જોઇ વધુ જોસથી કાંઇક ઉલ્લાસપૂર્ણ હૃદયે ગરબા અને રાસડા લેવા માંડયા સ્ત્રીઓ ધમપછાડ કરતી ઘુજવી રહી.

મહારાજ સિદ્ધરાજ આ દૃશ્ય ત્યાં જોઇ રહયા હૃદયને કાંઇક શાંતિ વળી અને પાછુ મન આરામ લેવા વિચાર કરવા લાગ્યો. તેનું બીજુ મન ત્યાં ઉભા રહેવા વિચાર કરવા લાગ્યો ને ત્યાં ઉભો રહયો.

સ્ત્રીઓ ગરબા ગાવામાં પૂર્ણ ઉત્સાહથી ગાઇ રહી હતી અને રાજા ત્યાંથી આગળ જવા પ્રયાણ કરી ગયો.

મહારાજા સિધ્ધરાજ ત્યાંથી પોતાના નગર જનોના દુઃખો જોવા અર્થે આખા નગરમાં ફરવા લાગ્યો ફરતાં ફરતા તે પટેલના ઘર આગળ આવી પહોંચ્યા.

ચાંદની પૂર ઉલ્લાસથી દીપી રહી હતી. બાળકો તડકો છાંયડાની રમત રમી રહયા હતાં આનંદ અને ઉલ્લાસપૂર્ણ વાતાવરણ ત્યાં છવાઇ રહ્યું હતું મહારાજા સીદ્ધરાજ ત્યાં આવી ઉભા રહ્યા હતા, પટેલની સ્ત્રી છુટી ધારાથી પડકાર કરીને રડી રહી હતી. રાજાને ગાળો દઇ રહી હતી, લોકો આશ્વાસન આપતાં ત્યાં ઉભા રહયા હતા.

તરંગોના વિચાર વમળમાં ગુંથાતો રાજવી ત્યાં ઉભો રહયો હતો ને પોતાને પોતાના તરફથી કાંઇપણ ત્રાસમય વાતાવરણ પ્રાપ્ત

થયું નહતું છતાં પણ પોતાને થાપડે અને ગાળોના વરસાદ વરસાવે છે તેની પરસ્થીતી જાણવા વિચાર કર્યો.

રાજા ત્યાં વિચાર કરતો હતો લોકો આશ્વાસન આપવા ત્યાં ઉભા હતા પટેલની સ્ત્રી ત્યાં છુટા મુખે રડી રહી હતી.

"શાંત થા ! બાઇ હવે રડે શું વળે ? જોરાવર રાજપુતના સ્હામે આપણા રાજવીને શા માટે ગાળો આપવી !" તેમાંના એકે આશ્વાસન આપતાં જોરાવર રાજપુતનું નામ તેણે જાહેર કર્યું.

જોરાવરનું નામ સાંભળતાં રાજાની તર્કશક્તિ વધુ તીવ્ર થઇ ઘણી વખત જોરાવર વિરૂદ્ધ પ્રજામાંથી ફરિયાદ આવી હતી. આજ પણ જોરાવરની કાંઇ મ્હોંકાણના સમાચાર હશે તેમ ધારી સાંભળવા લાગ્યો અને તે ત્યાંજ ઉભો રહયો અને જોરાવરનું કાર્ય અણગમો ઉત્પન્ન કરવા લાયક હતું કે કેમ ? અને શા માટે આ સ્ત્રી કયા દુઃખે તેની આંખોમાંથી ચોધાર આંસુની ધારા વહી જાય છે ? આ ગામના લોકો તે કયા દુઃખના ડુંગર તળે દબાયલો છે કે તે આશ્વાસન આપી રહયા છે.

"પણ બા ! હવે શું કરીશ ! મારા છોકરા હજી નાના છે ! મારૂં પાલણ પોષણ કોણ કરશે ? મારા બાળકો રખડી રવડી મળશે ! હું અભાગણી !" રડતાં રડતાં તેણે પૂછયું.

"પણ તારે દાગીના આપવા હતા !"

"જો દાગીના આપ્યા હોત તો જોરાવરને દાણ ચુકવત અને તેનો પ્રાણ બચત !"

"હા ! બા ! તે પણ ત્હારો દોષ ખરોજને ?"

"પણ મ્હને શું ખબર કે તે આવું કરશે ?"

"પણ નરાધમ જોરાવર તેને જેલમાં લઇ જવા તૈયાર થયો પછી !"

"પછી ઇજ્જત કોને ન હોય!"

"ઇજ્જત ખાતર તેણે આપઘાત કર્યો!"

"બીચારાએ આ સાતે ભવ આપઘાત કરશે!"

તેનું આ કારણ મૃત્યુ મને ખૂબ સતાવે છે.! મારી આંખો આગળ તે દ્રશ્ય તરવરે છે! મને તેજ વધુ સાલે છે!" રડતાં રડતાં ચોધાર આંસુની ધારા વ્હેવડાવતી તે અશ્રુભીની આંખે તેણે પેલીની સામું જોઇ કહ્યું.

"હોય! હીમ્મત હારીને માણસ શું કરે!!"

"હા! બા! રાજાના કાને વાત જશે તો કાંઇ જોરાવરને છુટો મૂકનાર નથી તેમને વિશ્વાસ છે રાજા પ્રજાના હિત કારણે ગમે તેવી કડક શીક્ષા કરતા પણ ડરતા નથી" એકે રાજાના વખાણ કરતાં કહેવા માંડ્યું.

"રાજા! રાજાતો ધર્મીષ્ટ છે! અને દયાનો અવતાર છે!"

"જરૂર તે તો આપણી વાત! આપણાપર ગુજરેલા સીતમો ની કહાણી સાંભળ ત્યારે તે પણ કંપીત થશે! ત્યારે ખબર કે તેમના મગતીઆ પણ કેવા નરાધમ નીવડનારા છે!"

બીજાએ જણાવ્યું

મહારાજા સીદ્ધરાજે આ વાત સાંભળી રાજપૂતના દોષો તેને ખબર પડવા: જોરાવર રાજપૂત ઘણી વખત પ્રજાને રીબાડતો ઘણી વખત તેની ફરીયાદો રાજા સીદ્ધરાજના કાનપર આવી હતી. આ વખતે પણ તેણે કાંઇ એવુંજ કર્યું હશે પણ શું કર્યું છે? તે જાણવા તેણે ખુબ પ્રયત્ન કર્યો અને આખર પૂછ્યું.

" આ શું ! કોણ મરી ગયું ! શાથી મરી ગયું ! " ઉપરા ઉપરી તેણે ત્રણચાર પ્રશ્નો, પૂછવા લાગ્યા અને તરતમાં પૂછ્યા રાજાને જોઇ તે સ્ત્રીઓ ત્યાંથી ખસી ગઈ અને મહારાજાને આવકાર આપતી ત્યાં દૂર ઉભી રહી અને પોતે પુછેલા પ્રશ્નોના જુવાબ આપવાને તૈયાર થઇ.

" મહારાજા ! જોસવર રાજપૂતના ત્રાસે આનો નિર્દોષ પતિ મરણ પામ્યો.

પેલી સ્ત્રીએ તેની દુઃખદ બીના જણાવી.

" શી રીતે ! કયા ત્રાસે ! મહારાજાએ પૂછ્યું.

" દાણ માટે ! "

" દાણ માટે ! કેમ દાણ માટે શું ? " અજાયબ થતાં મહારાજા સીદ્ધરાજે પ્રશ્નો પૂછવા લાગ્યો દાણની બીના સાંભળીને વધુને વધુ અજાયબ થયો.

" આ વરસની દાણ પટેલે આવતા વરસ આપવાનું કહ્યું !"

" પણ કયાંથી લાવે ?" પેલી સ્ત્રીએ રડતાં રડતાં કહ્યું.

" બાપુ ! વરસાદતો આ સાલ આવ્યો નથી. તો પછી દાણ કયાંથી આપે ! આ સાલ ચોમાસુ ગયું છતાં તલાવમાં પણ પાણી નથી તો પછી પાક કયાંથી પાકે ? "

પેલી સ્ત્રીએ દલીલ કરતાં જણાવ્યું.

" પણ આ વરસની દાણ તો માફ કરી છે ! " મહારાજા સીદ્ધરાજે જણાવ્યું.

" હેં દાણ માફ કરી છે ! છતાં પણ મારા ભરથારનું નાહક મરણ ! હાય હું કમભાગ્ય મારા કયા ભવના પાપે મારા સીરપર

દુઃખોનું વાદળ વરસી રહ્યું મેં અભાગણીએ નાહક મારા રાજવીને ગાળો આપી આપોનો વરસાદ વરસાવ્યો ! ધીક્કાર છે ! ફીટકાર છે ; મારૂં જીવન ! મારા જીવન પ્રત્યે મને તીરસ્કાર ઉપજ્યો છે ! " તેણે જણાવ્યું.

" ત્યારે શું પતિપર પેલું વેર લીધું તે ફક્ત દાણુ માટેને જીવ લઇને ધરાયો ! " બીજી સ્ત્રીએ જણાવ્યું.

" ધીક્કાર પડજો ! તારા શરીરમાં કીડા પડજો ! તારો નીર્વંશ જજો ! આવા પાપી ! હરામી મળતીઆઓજ રાજાનું સત્યાનાશ વાળવા બેઠા હતો ! રાજા પર નાહક ગાળોનો વરસાદ વરસાવ્યો ! તે ગોઝારા ! હરાર્મી ! જેસાવર રાજપુતના પાપે ! આજ રાજ્યમાંથી પાણી પણ સુકાઇ ગયાં. પીવા પાણી મળતા નથી. ઢોરને અનાજ અને ચાળો મેળવવા ફાંફાં મારવાં પડે છે !

અને ખરેખર તેમજ હતું પ્રજાની આંતરડી કકળાવી મેઘરાજા સંપુર્ણ આવે તેવી આશા કયાંથી રહે ? તળાવ અને સરોવરના પાણી તુરતમાંજ સુકાયા. રાજાના કાન પર પાણીની દાદ ફરીયાદ જાય તે પહેલાં પાણી સુકાવવાનું કારણ સીદ્ધરાજને મળી ચુક્યું:

" હું બરાબર વૈર લઇશ ! તેનો બદલો બરાબર આપીશ ! તમો કોઇ જાતની ઉપાધીમાં ન પડશો ! " જતાં જતાં મહારાજા એ આશ્વાસન આપવા માંડયું.

અને રાજા ત્યાંથી જતો રહયો. સ્ત્રીઓ પાછળ પાછળ જોઇ રહી રાજાના કાને આ બાબતની ફરીયાદ થઇ તે જાણી પ્રજામાં આનંદ ઉલ્લાસ અપુર્વ હતા.

બાર ઉપર બે વાગવા આવ્યા હતા માણસોને અવર જવર કે પગરંપ પણ શાંત પડયો હતો. મહારજા સીદ્ધરાજ આ વાત સાંભળી તર્ક વિતર્ક કરતાં પોતાના મ્હેલે આવ્યા અને પથારીમાં પડયા. આખી રાત્રી રાજપૂત જોરાવરના જુલ્મના દ્રશ્યો જોવામાં તેણે વીતાવી, પણ આંખમાં નિંદ્રાં ન આવી.

આમ નિંદ્રા ન આવવાથી તે પાછો ઉઠયો અને ખંડમાં આમ તેમ આટાં મારવા લાગ્યો ખંડમાં અવાજ સાંભળી મહારાજાની પટ-રાણી પણ ઉઠી અને ખંડમાં કોણ ફરે છે તે નીહાળવા શંકિત હૃદયે ત્યાં આવી.

" કોણ : મારા નાથ ! "

હા ! કેમ અત્યારે આપનું અત્રે આવવાનું થયું ?

" પણ આપ શા માટે અત્યારે મધ્યરાત્રીએ પણ નીંદ્રા ન લેતાં આમ તેમ આંટા મારો છો ? આપને ઉંઘ આવતી નથી ! " રાણીએ પૂછયું ! "

" હા ? કાંઇક એમજ ! મહારાજાએ ટુંકો જુવાબ આપ્યો.

" કેમ ! શરીર કાંઈ નરમ છે ? "

" ના "

" તો ઉંઘ શા માટે આવતી નથી ! " તેણે પૂછયું.

" ઘણાં ઘણાં પ્રયત્નો કર્યો છતાં પણ હજી આંખમાં નીંદ્રા આવતી નથી.

નજર સમક્ષ......

" શું કોઇ ભયંકર સ્વપ્નુ આવ્યું હતું ! "

" ના પણ જોરાવર રાજપુતના ત્રાસો મને સતાવી રહયા

છે. તેના કારણે પ્રજા મને ત્રાસ આપનારો માની ગાળો અને શાપો નો વરસાદ વરસાવે છે ! ”

“ શું પ્રજાપ્રિય રાજવીને ગાળો ! ”

“ હા પ્રજા ઉપર રાજ્યના માણસો અસીતમ ગુજારે ગુજારે ત્યારે પ્રજા શું કરે ? ” મ્હારાજા સીદ્દરાજને જણાવ્યું.

“ એવો કયો સલાહકાર–કારભારી આપણા રાજ્યમાં છે !”

“ જોરાવર રજપુત ! ”

“ આપનો અંગ રક્ષક ! ”

“ હા પણ હમણા તો તેને વીઘોટી ઉપરનુ કામ આપવામાં આવ્યું છે ! ”

“ તેના ત્રાસો ! ભલો દેખાતો માણસ આમ ભુંડો થાય ? શું થયું ! તેતો કહો ? રાણીએ તેનું વૃતાંત–તેના ત્રાસો જાણવાના હેતુથી મહારાજાને પૂછ્યું.

“ બીચારા નિર્દોષ ! પટેલીઆનો જીવ લીધો ! ”

“ શું તેણે ખૂન કર્યું ? ”

“ ના ના પણ દાણુ માટે ત્રાસ વર્તાવી તેને વગર વાંકે પટેલને આપઘાત કરવાની ફરજ પાડી, અને તે મરણ પામ્યો ! હવે તેના છોકરા સ્ત્રીની દશા કહો આવા કારભારીયો મારે મારા રાજ્ય માં રાખવા કેમ પાલવે ? ” મહારાજાએ જોરાવર રાજપુતના માણ-સોને તેના ત્રાસથી થયેલું મરણનું કારણ જણાવતાં તેને કેમ રાખવો તે વિશે રાણીની સલાહ પૂછી.

“ પણ તેમાં મારી સલાહ શા કામની ? ” રાણીએ જણાવ્યું

“ કેમ શા કામની ? તમો મારા પ્રધાન છો સંસારના ગાડાના

બે પઇડા એક સ્ત્રી અને બીજો પુરૂષ તમે તો ખાસ અર્ધાંગના કહેવાય પછી શું સારા અને બુરા તમામ કૃત્યો સુખ અને દુઃખ એ તમામના તમો અર્ધા ભાગીદાર છો તમારી સલાહ તે મારે તો સોના ની છે સારી સલાહમાં સુખ તમને અને મને બન્ને છે. બુરી સલાહમાં બુરી કૃત્યોમાં દુઃખના વાદળે મારા એકલા પર નહિ પણ તમારા અને મારાં બન્ને પર પડશે તે વાત જરૂર માનજો " મહારાજાએ સ્ત્રીની સ્વતંત્રતા સ્ત્રી સલાહનો લંબાણ પણ વિચારવા જેવો ખુલાસો આપ્યો.

" નાથ મારી ભૂલ થઇ."

" અને તે ભૂલો આપની ભૂલો મારે સુધારવી પત્નિની ભૂલો સ્ત્રીએ સુધારવી અને સ્ત્રીની ભૂલો પતિએ સુધારવી તેજ જગતનો ન્યાય વાળો કેમ છે તો પછી તમે મને સલાહ કેમ ન આપો ?" રાણીને પોતાના બાહુપાસમાં લેતાં લેતાં રાજાએ જણાવ્યું.

" નાથ મને તો લાગે છે કે આપ મારી મશ્કરી કરો છો "

" ના ના દેવી તેમ તમો કદીપણ માનશો નહિ હું મશ્કરી કરનારો નથી પણ આપની સલાહજ પુછું છું અને મને હિતાવહવાળી સલાહ આપવી તે આપની ફરજ છે " મહારાજા સીદ્ધરાજે જણાવ્યું.

" એમ આપ મારી સલાહ પૂછો તે વાત સાચી."

" જરૂર તેમાં શું શંકા ?"

" તો મારી તો માન્યતા છે કે આપ આવતી કાલે રાજસભા માં તેનો ન્યાય કરો ? અને તમામ દરબારીઓને તેની શાક્ષા આપી

સજાઓ બેસાડો કે પ્રજાને રંજાડનાર-હરામીઓને આવી શીક્ષા થાય છે રાણીએ પોતાને યોગ્ય લાગતી સલાહ આપી.

" વાહ આપની સલાહ માન્ય કરવા જેવી છે અને તે પ્રમાણે જ વર્તવા હું નિશ્ચય કરૂં છું આપ તે બાબત કોઈ જાતની ફીકર રાખશો નહી. "

રાણીને તેને સલાહ માન્ય કરવાનું કહેતાં રાણીના હર્ષનો પાર ન રહ્યો.

" તો આપ હવે થોડીક નીંદ્રા લો " રાણીએ બાહુપાસમાંથી છુટવા પ્રયત્ન કરતાં કહેવા માંડયું. પણ બાહુપાશમાંથી છુટવું તે મિથ્યા છે તેમ તેને જણાવ્યું

"હવે નીંદ્રા શું લઉં ! પ્રાતઃકાળ થવા આવ્યા છે. "

તો નાથ આજનો આપનો ઉજાગરો મીથ્યા છે.

"મિથ્યા કેમ ? આજ તો અગત્યના સમાચાર મેં મેળવ્યા છે આજ મારી પ્રજાપર પડતા દુઃખોનું મને ભાન થયું છે. મારી નીંદ્રા ભલે આજ મેં ન લીધી પણ મારી પ્રજાનાં દુઃખો જાણવા મને આનંદ થાય છે " મહારાજા સીદ્ધરાજે જણાવ્યું.

પ્રભાતના કિરણો પ્રગટયા, ઉષાએ પુર્વાકાશમાં આવી લાલ પીળા રંગના સાથીયા પુરી આકાશના સ્વચ્છ વાતાવરણમાં સાથીયા પુરી આકાશને દીપાવ્યું, ધીમે ધીમે સૂર્યનારાયણ પણ પોતાનો રથ આકાશમાં લાવ્યા અને પ્રજાના માણસો નીંદ્રામાંથી જાગૃત થયા. ઉદ્યમી લોકો પોતાના કામ ધંધે વળગ્યા.

ગરીબ ખેડુત પોતાના હળ અને બળદો લઈ ખેતર તરફ ચાલવા લાગ્યા. અને પોતાના ધંધે વળગ્યા. શહેરની અને ગામની સ્ત્રીઓ કુવે

પાણી ભરવા પોતાના બેડા લઇ કુવે પાણી ભરવા ચાલી.

આ ઉદ્યોગથી ભરપુર દેખાવ આળસુ માણસોને ઉઘો ભાસતો હતો અને ઘણી વખત આળસુ માણસો પણ શરમાતા અને તે આળસ કરી બેસી રહે છે તે માટે પોતાની જાતને સરમાવતા. પોતા ઉપર ધીટકાર વરસાવતા ! અને પોતાનું જીવન આમ એળે જાય છે તે માટે પોતાની જાતને શરમાવતા.

મહારાજા સિધ્ધરાજ નાહી ધોઇને પરવારી રાજસભામાં પોતાની સમય કરતાં પ્રથમ આવ્યો ધીરે ધીરે સભાજનો આવી પહોંચ્યા અને સભા જોતજોતામાં ચીકાર ભરાઇ ગઇ.

કેટલીક વાતોના ગપાટા કર્યા બાદ મહારાજા સિધ્ધરાજે જોરાવર રાજપુતને બોલાવ્યો જોરાવર રાજપુતના પગ ધ્રુજતા હતા અને ધ્રુજતા પગે તે બે હાસ્ત જોડી હાજર થયો ને હરગરવા લાગ્યો દીનતા ભર્યા મુખે તેણે કહ્યું બાપુ શી આજ્ઞા ?

" કાલે તમે શું કર્યું હતું ? '

" કાંઇજ નહી ! અન્ન દાતાર ? '

' ઠીક આપણે કર નહી લેવાનો કાયદો તમો ક્યારનો પાસ થયો છે તે જાણો છો !'

' હા " તેણે જણાવ્યું,

, તમે ..ના કર ઉઘરાવવા ગયા હતા ! ' રાજા સીધ્ધરાજ આ વખતે પૂ ' ક્રોધમાં છે તે સર્વ કોઇને તેમના મુખ ઉપરથી લાગતુ હતું અ મહારાજા સીધ્ધરાજનું મુખ પણ ક્રોધીત રીતે ભરાયું હતુ ગુસ્સો રગે રગમા ભરાયો હતો માથાથી પગ સુધી તેમને જાળ ચઢી હતી.

તેવામાં ત્યાંના પટાવાળાએ અંદર આવી મહારાજાને નમન કરતા કહ્યુ

બાપૂ પ્રજાના પટેલો આપની પાસે ફરીઆદ લાવ્યા છે ! આજ્ઞા હોય તો લાવુ

" હા તેડતા આવો ! પ્રજા મારી પુત્ર સમાન છે ! પ્રજાની ફરીઆદ મારે સાંભળી ન્યાય કરવો તે મારી ફરજ છે છતાં પણ મારી અણુજાણુ બહાર મારા કારભારીગો મારા નામને બુરો લગાડ, વાનું સાહસ શા માટે કરતા હશે તેની મને તો ખબર નથી !" મહારાજા સીધ્ધરાજે પોતાનો ક્રોધ પોતાના સાગરીતો કારભારીના પર ફરાડવા માંડયો કારભારીગો માંહેમાંહે વાતો કરવા લાગ્યા કે આ શું કોઇ દીવસ નહી ને આજેજ કારભારી પર ગુસ્સે કેમ થયા હશે!

ઘણી વખત રાજપુત જોરાવરનો વાંક આવે છે ! આજ પણ તેમજ હશે ? બીજાએ જણાવ્યું.

પેલો સીપાઇ પ્રજાના પટેલને તેડી લાગ્યો પટેલોએ પાઘડી. ફાળીઆ ઉતારી રાજાને નમન કર્યું રાજાને આર્શીવાદ આપ્યા સીધ્ધરાજે તેમને યથામન બેઠક આપી અને તેમની ફરીઆદ સાંભળવા તૈયાર થયો,

બોલો આપની શી ફરીઆદ છે ? મહારાજા સીધ્ધરાજે પુછ્યું

અન્નદાંતાર ! પ્રજાને પીવા પાણી નથી ! ભર ચોમાસુ જાય છે પણ પ્રજા પાની વગર ટળવળે છે પ્રજાના માણસો તરશે ટળવળી રહે છે અન્નદાતાર ! આવું થશે તો પ્રજાના ઘણા જીવ જશે

માટે હવે કાંઇક સવડ કરો તો સારૂં ?" પ્રજાજનોના માણુસોએ મહારાજાને ફરિયાદ કરી.

"હું પાણી ? પાણીની તાણુ ! અત્યારથી શુ કરશું ?" મહારાજાએ પૂછ્યું.

"પણુ બાપુ ભર ચોમાસામાં પાણી નહિ ત્યારે અજબ કિસ્સો આ શું ? આમાં કાંઇ ભેદ હોય તેમ જણાય છે કુદરતનો આપણી ઉપર પ્રકોપ વરસી પડયો હોય તે આ ઉપરથી સમજાય છે ? બાપુ મારૂં માનો તો પ્રજાને રંજાડનાર કોઇ નરાધમ નીકળ્યો હશે તે વીના આમ રાજ્યમાં ભર ચોમાસે વરસાદની હેલી તો હમણાંજ થઇ ગઇ છે તે પહેલાં પાણીની તાણુ આ શું. તપાસ કરો ?"

"આ નરાધમ નીકળ્યો છે !" રાજપુત તરફ આંગળી ચીંધી ને તેણે જુવાબ આપ્યો.

"કેમ જોરાવર હમણાં હમણાં તુ પ્રજાને રંજાડે છે. પ્રજાપર અપૂર્વ સીતમો શા કારણે વરસાવે છે, શું આપને પેટપૂર પગાર રાજ્ય ની તીજોરીમાંથી નથી આપવામાં આવતો ? કે પ્રજાનું લોહી પી રાજાને બદનામ કરવા બેઠો છે ?" મહારાજા સીદ્ધરાજે પડકારીને જોરાવરને પુછ્યું જોરાવર તો શાંતજ ઉભો હતો કયા મુખે તે બોલે !

"કેમ કાંઇ બોલતો નથી ?"

"શું બોલુ બાપું ?"

"પેટ ભરાય છે કે નહિ !"

"ભરાય છે" તેણે નમનતાઇથી જુવાબ આપ્યો.

"તો શા માટે પ્રજાપર ક્રુર રીતે વર્તન કરે છે ?" મહારાજાએ પુછ્યું.

" મેં મારૂં વર્તન એવું હજી સુધી નથી થયું છતાં પણ આપની નજરમાં આવે તેમ ખરૂં ? " તેણે નમ્રતા ભર્યા અવાજે જુઠ બોલતાં જણાવ્યું.

" એમ ! ત્હારો કાંઇપણ ગુન્હો નથી ? સાચુંજ બોલે છે ?"

" હા અન્નદાતાર ! સાચુંજ કહું છુ ! "

" સિપાઇ ! " સીદ્ધરાજે સીપાઇને બોલાવ્યો.

" અન્નદાતાર ! " સિપાઇ કુર્નીશ બજાવી હાજર થયો.

" જાવ પટેલની સ્ત્રીને લઇને અહીં હાજર કરો ?"

" જેવી આજ્ઞા ! અને તુરતમાંજ તે ચાલ્યા ગયા.

પટેલની સ્ત્રીનું નામ સાંભળી જોરાવર રાજપુતના હોશકોશ ઉડી ગયા. હવે મારૂં શું થશે ? આ વાત મહારાજાએ શી રીતે જાણી તે જાણવા તેણે પોતાની તર્ક શકતીને તીવ્ર કરીને મનને અનેક પ્રશ્નો પુછકા પણ સીથાયા ?

જાવ મારી પ્રજાજનો ! આવતી કાલ સવારથી પાસે વહેતી નદીમાંથી પાણી મેળવવા આપણે નહેર ખોદીને પ્રબંધ કરશું મહારાજાએ પોતાનો વીચાર જણાવ્યો અને પ્રજાના માણસોપોતાના સંતોષ પણે જવાબ મળવાથી ત્યાંથી તે નગરમાં ચાલ્યા ગયા.

અને સીપાઇઓ ! જાવ તમે માણસોનો બંદોબસ્ત કરો ! કાલથી મજુરો કામ પર લાગે તેવો પ્રબંધ કરો ! ' મહારાજાએ સીપાઇઓને મજુરોની શોધ કરી ભેગા કરવાનુ કામ સુપ્રત કર્યું અને સીપાઈઓ ત્યાંજ હાજર થઇ સલામ ભરીને ઊભા રહ્યા

વારૂં અન્નદાતાર ! " તેમના નાયકે જુવાબ આપ્યો;

આ વાતચીત ચાલતી હતી તેવામા પેલો સીપાઈ પેલી બાઇને લઇ હાજર થયો બાઇ રોતી કકળતી ત્યાં આવી રાજાને પગે લાગી રાજા એટલે તો પ્રજાનો પીતા ! પાલક

' બાપુ ક્ષમા કરો ! કાલ હું ગાળો દેતી હતી તે બદલ દીલગીર છુ ! '

કાંઈ નહી શીરપર આપતીના વાદળો ઘેરાય ત્યારે રોષમાંને રોષમાં તમે ગાળો આપો તેમાં મારે ખોટુ લગાડવાનું હોય ! મારા સેવકો અનુચરોજ જ્યારે અકર્મી નીકળે ! પ્રજાને ત્રાસ આપે ગરીબ પ્રજાનુ લોહી ચુસે ત્યારે તમો ગાળો આપો તેમાં શું ? તમારો કાંઇપણ દોષ નથી ? બધો દોષ કોનો છે ? તે હું બરાબર સમજુ છુ ! ' તેણે બાઇને ધીરજ આપતાં કહેવા માંડયું ને જોરાંવર રાજપુત તરફ ફરીને પુછ્યું કેમ રાજપુત ! આ સ્રીના પતીને શું હતુ

કાંઈ નહી સાહેબ ? દાણુમાં.........ગ...તા.........તે......ણે......આ......પ......ધી......ન......ક......યૌ... . તેમાં ...મારો શો દોષ.........સાહેબ......માફ......ક......રો...... મારો એટ......લો......ગુ...ન્હો ? ' તેણે થરથરતાં બીલતા બીતાં પોતાના કરેલા કાળા કૃત્યો કબુલ કર્યા અને પોતાના કૃત્યો બદલ માંફી માંગી

પણ પહેલા તું માનતો ન હતો ? હવે કેમ માંનવાં લાગ્યો ? તને દાણુ માંગવાની પરવાનગી કોણે આપી હતી ! " મહારાજાએ ક્રોધે ભરાઇને પુછ્યું.

' કોઇએ નહી ? ' તેણે જુવાબ આપ્યો

તો શા માટે તેં આ સ્રીના ધણી પાસેથી દાણ માગી ! અને માંગીતો ભલે પણ એવો કેવો કેર વર્તાવ્યો કે બીચારાનો જીવ ગયો ! મહારાજાએ પુછ્યું,

મેં તો ફકત દાણજ માંગી હતી ! તે સીવાય કોઇ પણ જાતનો ત્રાંસ મારા તરફથી આપવામાં આવ્યો ન હતો ! " તેણે જુવાબ આપ્યો

" તો તારા પતીને એ શીવાય બીજું કાંઇ દેવું હતું ? " મહારાજે પેલી સ્રી તરફ આંખ ફેરવતાં પુછ્યું સ્રી પણ રડતી હતી

" નાજી મારા પતીને તે શીવાંય કાંઇ પણ દેવુ ન હતું ? ' વળી જે વખતે દાણ માટે જોરાવર ત્યાં આવી ધાંટા પાડીને ગયો પછી મારા પતીએ મારા દાગીના માંગ્યા તે મેં અભાગણીએ ન આપ્યા મને શુ ખબર તે આપઘાત કરશે ? નહિ તો હું ના આપત ? " પેલી સ્રીએ ભર્યું રૂદન કરતાં કહેવા માંડયું આખરે તેણે છુટે મ્હોડે રાજસભામાં રડવા માંડયું.

તેનુ રૂદન જોઇ રાજા સીદ્ધરાજની આંખોમાંથી પણ ઝરઝરયા ભરાઇ આવ્યા અને ચારપાંચ આંસુ ગાદીપર પડયા, આખી સભામાં પણ ગહન શાંતી હતી ધણાની આંખોમાંથી અશ્રુ ઉભરાઇ જતા હતા

" જાવ આ નીચને ! ગામની ભાગોળે જઈ ઝાડ સાથે બાંધી સખ્ત માર મારો ને અર્ધ મરણ જેવો થાય પછી તરતજ એને ફાંશી દેજે ! મારા રાજ્યમાં આવા નરાધમો ન જોઇએ મારા નામને મારી કીર્તીને આબરૂ બટા લગાડનાર જરા શરમ ન આવી ! હરામી કરી પ્રજાને ત્રાસ આપતાં જરાતો વીચાર કરવો હતો ! સીદ્ધરાજના રાજ્યમાં લાંચ અને રૂશવત અને પ્રજાને

નકામી પીડા આપવામાં આવનાર નથી છતાં પણ પેટ નભરાતું હોય તો વધુ પગાર માગો પણ પ્રજાને શા માટે વગર કારણે રંજાડો છો નિર્દોષ પ્રજાના લોહીથી તરસ શીદ છીપાવો છો.

મહારાજા સાદ્ધરાજ આ વખતે પુર જોસથી ઉકળ્યા હતા. આંખો લાલ પીળી થઇ રહી હતી સીપાઇઓ રાજપૂત જોરાવરને આજ્ઞાનો અમલ કરવા લઇ ગયા. હજી પણ મહારાજાની આંખોમાં ખુનની ખુમાશ ભરાઇ હતી ક્રોધાગ્ની તેમની આંખોમાંથી વરસી રહયો હતો.

" અરર ! તેમના પાપે મારા રાજ્યમાંથી પાણી સુકાયા મેઘ રાજા કોપ્યા. પ્રજા મૃત્યુના મુખમાં આવી પડી. ઢોર મરણ પડયા છતાં પણ હજી શા માટે તે ઉત્પાત કરતા હશે ! શા માટે ગરીબ પ્રજાને હેરાન કરતાં હશે ! પ્રભુને ખાતર લાંચ અને રૂશવત લેવાનુ બંધ કરો એ છતાં કોઈપણ સીપાઇ લાંચ અને રૂશવત લેશે તો તે માટે તેને કઠીનમાં કઠીન શીક્ષા ફરમાવી પડશે ! સીદ્ધરાજ તેને છોડશે નહી ! ' દરબારીઓ તરફ ક્રોધીત નયને જોઇ તે બોલ્યા " બાઈ જા તારા ઘેર જા ! રાજ્યમાંથી તને દરવરશે ૩૦૦ ) ત્રણસો રૂપીઆ આપવામાં આવશે તારા બાળકોને ભણાવજે ! અને પ્રભાસપાટણની આબાદી વધે તેવા આર્શીવાદ આપજે ! જે થયું છે તે માટે હુ તારી માફી માંગુ છું.

" બાપુ ! અન્નદાતાર ! માફી માફી ! હુ તો તમારી પુત્રી ! ગમે તેટલા પણ તમો તો મારા પીતા છો ! બાપુ આપનુ રાજ્ય અવીચળ તપો ! તેમ હુ તો પ્રાર્થના કરૂ છુ ! પણ હુ ગોઝારી મને ખબર વગર આપને ગાળો આપી ! તે બદલ મારે આપની માફી

માગવાની હોય ! તમે મને માફ કરો એટલે બસ ! હું તો એજ ઇચ્છુ છું !" તેણે નયનમાં અશ્રુભર્યા અવાજે રાજા સીદ્ધરાજની માફી માગવા માંડી.

આપણા પ્રાચીન રાજા કેવા હતા ? એક નાના ગુન્હા માટે કેટલી કાળજી લેતા. તેનો આ હૃદયફાટ દાખલો વાંચક વર્ગને ઠીક દર્શન આપશે સીદ્ધરાજ પોતે ન્યાય આશનપર બેશતો ત્યારે કોઇપણ માણસની શરમ વગર તે ન્યાય જોખતો અને તેથી તે પ્રજાપ્રીય રાજવી થઇ પડયો હતો.

પ્રજામાં આવા રાજા પુજાતા આવા રાજા દેવતુલ્ય ગણાતા પ્રજા તેમના ગુણ જોઇ તેમને પુજતી સ્ત્રીઓ હમેશા તેમના આયુષ્ય માટે પ્રભુને પ્રાર્થતી આવા લોકપ્રીય રાજવી તે માટે તમા મને માન હોય ? કોને ન હોય ?

આમ ન્યાય થઇ રહ્યા બાદ સભા વીખરાઇ તમામ સૈનીકો ધીરે ધીરે વિખરાયા અને રાજા પણ ત્યાંથી ઉઠી દેવીના મંદીરમાં ગયો દેવીના દર્શન કરી પાછો પોતાના મહેલમાં આવ્યો.

આ વખતે સુર્ય ક્ષીતીજમાં જતા હતા. આછાં કીરણો પૃથ્વીપર ફેંકી છેલ્લી નજર કરી અદ્રશ્ય થવાની તૈયારી કરી રહ્યા હતા.

સુર્યાસ્ત થયો અને સંધ્યાના વાદળ ખસી અંધકારનો પડછો અવની પર ભમવા આવ્યો હતો મહારાજા સીધ્ધરાજના હૃદયનો ભાર કાંઇક ઓછો થયો હતો ગઇ રાતનો ઉજાગરો હોવાથી તે જમીને તુરત પથારીમાં પડયો.

આવતી કાલે મજુરો ભેગાં કરીને નહેરનુ ખોદ કામ કરી અને પાણી પોતાના પાટણમા આવે ! કેવી રીતે આવે ? અને પ્રજામાતી

ફરીઆદો દુર થાય તેવા વિચાર તરંગો ઘડતો સીદ્ધરાજ પોતાના પલંગમાં પડયો.

' નાથ ! તમે થોડું ભોજન લેશો, ? " રાણીએ પ્રવેશ કરતાં પુછ્યું.

' ના મારી ઇચ્છા ભોજન લેવાની નથી મારી નયનોમાં નિદ્રા ભરાય છે ! માટે જરા ઉંઘ લેવા દીયો ગઇ રાત્રીનો ઉજાગરો છે મહારાજાએ જણાવ્યું

" ભલે આપની મરજી આજ્ઞા હોય તો પગ ચાંપુ ' મહારાણીએ જણાવ્યું

" ના મારી ઇચ્છા નથી આપ સીધાવો તો સારૂં " મહારાજાની આંખો ઘેરાતી હતી તેથી તેમને ત્યાંથી જવાનુ જણાવ્યું તે જાય તો પોતે સુખેથી નિદ્રા લે તેવી પોતાની ઇચ્છા પ્રગટ કરી મહારાણી તો હજી ઉભા હતા.

' વારૂ ! અમે તો જઇશું ! કાલ તો હમારો હક્ક હતો પણ આજ તો નાસી ગયો લાગે છે ?" મહારાણીએ કાલની ! વાતોના પ્રશ્ન પૂછવા માંડયા.

" રાણીજી આપની ભુલ થાય છે ? આજ મને દેવીના દર્શન થવાના હોવાથી આપ મને કૃપા કરી ખલેલ ન લગાડો તો સારૂ ! સીધ્ધરાજે જણાવ્યું.

" શું દેવીના દર્શન ? ધન્ય ભાગ્ય ! મારા નાથ ભલે ઉંઘો' આમ કહી તે ત્યાંથી ચાલી ગઇ.

થોડી ઘણી વાર સીધ્ધરાજ પથારીમાં આળોટયો અને નીદ્રા દેવીએ બગાસાને મોકલી પોતાની આવવાની ચેતવણી આપી અને

તે અનુસાર જોત જોતામાં નીંદ્રા દેવી આવી પહોંચી સીધ્ધરાજ મહારાજા સીધ્ધરાજ ભર ઉંઘમાં પડયો હોય તેમ નસ્કોરા બોલાવવા લાગ્યો ને નસ્કોરાના અવાજથી આખો ખંડ ધમધમી રહ્યો.

મહારાજ સીદ્ધરાજ ભર નીંદ્રામાં હતા તે વખતનું વર્ણન આપણે જાણવું જોઇએ.

રાજા સીદ્ધરાજ ઉંઘમાં પડયા બાદ અડધા કલાક પછી આછી અસ્મીન ઝાંખ વાળો પડદો છવાયો નજર સમક્ષ પડયો ને થોડી ક્ષણ પણ કંઇ કાંઇક પ્રતિબીમ્બ નજરે પડયું અને તેમાંથી ધીરે ધીરે દેવીની તસ્વીર પ્રગટ થવા લાગી તે બોલ્યો "બેટા સીદ્ધરાજ ! તારી આંખમાં આસુ શા માટે ? તારા નયનોના નીર મારૂં હૃદય સતાવે છે?" દેવીએ મસ્તક ઉપર હાથ મુક્યો, સીદ્ધરાજ ઉભો થયો અને બે હસ્ત જોડી દેવીના ચરણોમાં આળોટયો. દેવીના પાય તેણે ચોધાર આંસુથી ભીંજવ્યાં. હૃદય ભગ્ન અને નીરસ પૂર્ણ થયું હતું.

"બેટા ! પણ શાંત થા ! તારી આંખોમાંથી આંસુની ધારા શા માટે વ્હેવડાવે છે ! મ્હને કારણ તો જણાવ ?" દેવી એ પુનઃ પુછયું. પણ પ્રત્યુત્તર ન મળ્યો હજી આંખમાંથી આંસુની ધારા અસ્ખલીત રીતે રડયાજ કરતી હતી.

"બેટા ! કહેતો ખરો ?" પુનઃ દેવીએ પૂછયું.

"શું બોલું ? મારૂં હૃદય સુર્ણ થાય છે મારી પ્રજામાં હમણાં ત્રાસ ખૂબ વર્તાયો છે. વળી પીવાના પાણીની પણ તાણ પડી છે પ્રજાના ત્રાસો મારૂં હૃદય ભીંજવી નાખે છે મારી પ્રજાનું દુઃખતે મારા સુખો કરતાં મારા દુઃખો વધુ સાલ્યા કરે છે. તેનો નિવેડો લાવવા હું ઇચ્છુ છું માતા બાળક પર અમીદ્રષ્ટી કરી પ્રજાનું દુઃખ

ઓછું કરો તો સારૂ મારી તેજ મરજી છે તેજ ઇચ્છાથી મારી આંખોમાંથી ચોધાર નીર વહયા કરે છે" રડતાં રડતાં જેમ માતા આગળ બાળક પોતાને કોઇ પણ માર્ગ ન જડવાથી રડે તેમ સીધરાજે રોવા માંડયુ નાના બાળકની માફક છુટે મ્હોડે તે રોતો હતો.

" બેટા તું કોઇને શું કરવાનો હતો ! "

" હૃદયનો કાંઇક બોજો ઓછો કરવા ઇચ્છું છું. '

" પણ તે રડે. ! "

" તો મા હવે કહે બાળકની વાતોનું દુખ સુખનું ઠામ કયો તારા વીના આ જગમાં કોની સ્હાય મારા પર છે તે હું તો તેની મદદ માંગુ મા હું તે જે ગણું તેમાં તુંજ છુ તારી સ્હાય ન માંગું તો હું કયાં જાઉં ?" સીદ્ધરાજે જણાવ્યું.

"બેટા તારા રાજ્યનું પરિવર્તન થયું છે તેમ તને કયાં ખબર નથી તે તું નથી જાણતો ?"

"જાણું છું માતાજી"

"તો પછી નદી અને સરોવરના પાણી સુકાય તેમાં કોનો દોષ!"

"મારા કર્તવ્યોના !"

"તો બોગવ હું કઇ રીતે તને મદદ કરી શકું? દેવીએ પૂછયું

"માતાજી ! શું તમે પણ મને મારીપર દયા લાવી મદદ નહિ કરો !" સીધરાજે નીચી મુડીએ પ્રશ્ન પૂછયો. ને તે નીચુજ જોઇ રહયો તેની કયા હિમ્મત હતી કે માતાના નયનો સામું જરી પણ જુએ.

"પણ પાસે વહેતી પરર નદીમાંથી પાણીનો સડ વાળવા તેનો નીશ્ચય તમે કર્યો છે પછી !"

દેવીએ તેણે કરેલો નિશ્ચય જણાવતાં પૂછયું

"હા ! માતાજી પણ આપની સહાયતા વિના તે કાંઇ ઓછુંજ પાર પડવાનું હતું !"

"શું મારી સહાયતા !"

"હા ! માજી !"

"મારી સહાયતા કઇ રીતે તું મેળવવા ઇચ્છે છે ?"

"હું તો આપને પ્રશ્ન પૂછું છું કે તેમાં હું સફળતા પામીશ કે નહિ ?"

"ના દેવીએ જુવાબ આપ્યો'

"હેં ? આશું ? ભયંકર આગાહી ? તો માતાજી ! માતાજી ! મને કૃપા કરીને જણાવો કે મારે કયો રસ્તો લેવો કે જેથી મારા પ્રભાસ પાટણનો ઉદય થાય વૃદ્ધિ થાય અને મારી પ્રજા સુખી થાય" સીધરાજે વધું નમતાં પૂછ્યું.

"રાજન ? પાટણનો ઉદય–પાટણની વૃદ્ધિ થાય તેવી આશા ઓ રાખવી આકાશ કુસુમ છે ? હવે તે આશાઓ રાખવી ફોગટ છે ?" દેવીએ શંકા બતાવતાં સીધ્ધરાજને જણાવ્યું.

"માતાજી ? આવી આગાહીનું કારણ ?"

"પાટણની પ્રભુતાનો નાશ પામવા બેઠો છે ? પાટણની પડતીના ચીન્હો જણાય છે ? પાટણની આ જાહોજલાલી બીજુ પાટણ ભસ્મીભુત થશે ? હવે બને તેટલા પ્રયત્નો કરે પણ પાટણનો ઉદય થનાર નથી ? રાજન પ્રજામાં ત્રાસ વર્તાયો છે ! પ્રજા પીડાય છે" દેવીએ ભયંકર આગાહી આપતાં જણાવ્યું.

"પણ માજી પાટણના માટે આવી અમંગળ શંકા લાવવાનું કારણ ?"

"કારણ! કારણ તો એજ કે તારી દાનત તારા સાગરીતો તારા કારભારીયોની દાનત્ ભ્રષ્ટ થઇ છે ! ત્યાં પછી પાટણનો ઉદય તું ઇચ્છે તે કયાંથી થાય !"

"માતા! મેં તેવા કારભારીયોને સખ્ત શીક્ષા ફરમાવી છે પછી !"

" ભલે ફરમાવી ! પણ તારો કેટલો બધો દોષ ! "

" શું માજી ! "

" તે એજ કે તું શા માટે બેદરકાર રહયો ! "

" માજી કૃપા કરો ને આટલો ગુન્હો માફ કરો !" ગરીબ પર દયા લાવો ! હું તો અજ્ઞાન બાળક. માતા રહેમ લાવો અને પ્રજાને પાણી શી રીતે મળે--પ્રજાનું દુઃખ શી રીતે દૂર થાય તે મને જણાવો ગમે તેટલો પણ હું તો આપનો બાળક રહેમ કરો દયા લાવો. " સીદ્ધરાજ રડતો રડતો દેવીના પાય ભીંજવતો બોલ્યો.

" પણ ! હું તો રસ્તો બતાવું છતાં પણ તારા પાટણનો હવે નાશ થવાનો છે પાટણ ઉપર અધર્મીનો રસ સાગર ઉછળશે ! પાટણ મુસલમાનોના હાથ જશે વિધર્મીઓનું જોર વધશે ! દેવી બોલ્યા.

સીદ્ધરાજ આ શબ્દો સાંભળતાં તેનું હૃદય ભરાઇ આવતાં હેઠળ પડયો અને બેભાન અવસ્થામાં ત્યાં પડયો.

દેવા દયાની દેવી ! હેઠળ બેઠા અને સીદ્ધરાજને ભાનમાં લાવવા પ્રયત્ન કરવા લાગ્યા મસ્તકપર હાથ મુકયો અને વાળ લગાર આઘા ખસેડયા અને પવન આવવા માંડયો ધીરે ધીરે સીદ્ધરાજ શુધ્ધિમાં આવવા મ ડયો.

અને અનેક ઉપચારને અંતે તે પુર્ણ શુદ્ધિમાં આવ્યો

" બેટા ભાનમાં આવ્યો છું ના ?" દેવીએ પુછ્યુ.

" હા ! માતાજી ! આપની કૃપા !"

" તો સાંભળ ?"

" શું ?" સાદ્ધરાજે પુછ્યું

" તારે કયો માર્ગ લેવો તે પુછે છે ને?" તે ભાનમાં આવ્યો છે કે નહિ તે જોવા દેવીએ પ્રશ્નો પુછ્યો, સીધરાજે તેના પુર્ણપણે જવાબ આપ્યા. દેવીની ખાત્રી થઇ કે સીધરાજ શુંધિમાં આવ્યો છે

" હા ! માતાજી ! " સીધરાજે જુવાબ આપ્યો,

" જો સાંભળ તું ગમે તેટલા પ્રયત્નો કરીશ ? પણ તારૂં પાટણ વીરમાંના હાથમાં જશે તે વાત તો સત્યજ થશે તેમાં તો કોઇ પણ કોઇ રીતે પણ મેખ મારી શકનાર નથી ! .........

" તેમા હું શું કરી શકનાર હતો પ્રભુએ ધાર્યું હોય તે ખરૂ ? જગતનો માનવી કાંઇ પણ કરી શકતો નથી તો પછી હું પ્રામર પાણી તેમાં પાટણનો બચાવ શી રીતે કરી શકુ ?" સીદ્ધરાજે આખરે પોતાની નીર્બળતા બતાવતાં જણાવ્યું.

અને ખરેખર માનવી શું કરી શકે ? જગતનો કર્તાજ તમામ કળા ફેરવી શકે છે.

જગતનો માનવી તેની કળા પણ જાણવા અસમર્થ છે ! કોઇ પણ પ્રયત્ને તે જાણી શકતો નથી. તેની કળા અપાર છે તો પછી આ મેં કર્યું ! આ હું કરીશ ! તેવું બકવું તે મીથ્યા બકવાદ નહિ તો બીજું શું ?

જેણે જગતને બનાવ્યું છે તે દીન દયાળુ એ આપણા હાથમાં સત્તા નથી આપી તેણે યોગ્ય કર્યું છે. તેમાં તેની કાંઇક જુદીજ મરજી હશે !

"તો તું નદીમાંથી નહેર ખોળવાનું બંધ કરીને——"

"તો શું કરૂં ?" વચ્ચમાંજ અધીરાઈ પૂર્વક સીદ્ધરાજ બોલ્યો"

"તે ધીરજથી સાંભળ !"

"વારૂ માજી ! હું સાંભળું છું !"

"તું નદીમાંથી પાણી ન લેતા પાટણની ઉત્તર દીશાએ તળાવ ખોદાવ અને તેના ઉપર ફરતી ચારે બાજુ દેવો અને દેવીની એકસો ને આઠ પાયરીઓ–દેહરીઓ મૂકીને તેનું નામ સહસ્રલીંગ તળાવ રાખજે! તો પ્રભુ કૃપા તો પાણી આવશે !" દેવીએ પોતાનો અભિપ્રાય આપી સૂચના આપી.

સિદ્ધરાજે તે સૂચના ઉત્સાહપૂર્ણ મસ્તક પર ઉપાડી લીધી.

"તો પાણી આવશે ના ! ને મારી પ્રજાને શાંતિ વળશેને ?" સીદ્ધરાજે સંશય પૂર્વક જણાવ્યું. સીદ્ધરાજને સંશય હજી પણ દૂર થયો ન હતો.

"હા ! પાણી આવશે પણ...........

પણ. શું માજી ! હજીપણ કાંઇ સંશય છે ?"

હા ! સીદ્ધરાજ ! બેટા ! જ્યાં પાટણની પડતીનો પ્રારંભ થયો છે ! પાટણની પ્રભુતાનો સૂર્ય અસ્ત પામવા બેઠો છે ત્યાં હું તને શું કહું ?" દેવીએ જણાવ્યું.

"તો પણ જણાવો તો ખરા કે આપનો શો સંશય છે ?"

તે એજ કે ? તું ત્યાંની કામદાર સ્ત્રી વર્ગમાંથી કોઇની ઉપર પણ દ્રષ્ટિ સરખી પણ કરતો ના નહિ તો આપત્તિના વાદળ આવશે પાણી આવશે નહિ અને પ્રજામાં વધુ ત્રાસ વર્તશે કાળા કેર થશે માટે સમજીને ચાલજે"

" જેવી આજ્ઞા પછી તો ભાવી પ્રબળ છે "

" ના ભાવી નહિ પણ તું જરૂર મોહવાનો " દેવીએ જણાવ્યું.

" માજી ! આ એક હાસ્ય પૂર્ણ નથી ! હું રાજા છું છતાં પણ હું કામદાર મજુરની સ્ત્રી પર કુદષ્ટિ કરૂં !" સીદ્ધરાજે સંસય પૂર્ણ અવાજે પુછ્યું.

" બેટા ! તું ભુલે છે ! રૂપ શું નથી કરતું ! રૂપ વેર કરાવે ! રૂપજ રાજ્યનો ગૃહની શાંતિનો ભંગ કરાવે છે ! માણુસોનો જીવ લેવડાવે છે ! રૂપ શું નથી કરતું ? સાંભળ—

રૂપ લલચાવે રૂપ તલસાવે, રૂપજવેર કરાવે
રૂપ લડાવે, રૂપ બગાડે રૂપજ નાશ કરાવે

રૂપ શું નથી કરતું ? સીદ્ધરાજ સાંભળ ! સીતાને શા માટે રાવણ લઇ ગયો ? રામાયણ શા માટે બનાવ્યું ! સીતાના રૂપમાટે ! દુશાસન દુષ્ટ શા માટે કહેવડાવ્યો ! દ્રૌપદીના રૂપપર મોહયો તે માટે ? આખર તેના શા હાલ થયા ? બેટા સીદ્ધરાજ હું તુને ચેતાવુ છું ! દીકરા ચેતીને ચાલજે ! મારા તને આશીર્વાદ છે ! હવે હું જાઉં છું ! સૂર્ય ઉદય થવાનો સમય થયો છે ! કહે હવે મને રજા છે ને ! દેવીએ શીખામણ આપતાં જવાની આજ્ઞા માગી.

" ભલે માતાજી મારા આપને પ્રણામ છે આપનો ઉપકાર મારાપર અસહય છે : આપનો રૂણી છું માતાજી મને સારી બુધ્ધિ આપજો આપની ધારણા ખોટી પડે તેમ ઇચ્છું છું " તેણે દેવીનો પાય ભીંજવતા જણાવ્યું ને દેવીએ જણાવેલું વચન મીથ્યા કરવા પ્રયાસ કરવાનું બળ પ્રભુ આપે તેમ ઇચ્છયું.

" તો ઘણું સારૂં !" આમ કહી દેવી ત્યાંથી તુરતમાં પ્રયાણ કરી ગઇ અને સીધ્ધરાજ પોતાની પથારીમાં પાસું ફેરવવા લાગ્યો અને પાછો ઉંઘમાંજ ડોલ્યો.

———



## પ્રકરણું ૩ જું.

## મજુરોની ભરતી



પાસે વહેતી નદીમાંથી પાણીમો સહ કહાડી પ્રભાસ પાટણને પાણી પુરૂં પાડવાનું હોવાથી માણસો મજુરીઓની ભરતી કરતા હરેક પ્રકારના માણસો આવતા હતાં હમણા હમણા બેકારીનો સમય વધ્યો હોવાથી ઉંચ કોમના ધંધાર્થી માણસોનો જથ્થો વધતો હતો કુલ હજી સુધીમાં ઓછામાં ઓછા ત્રણસો માણસો હાજર થયા હતા,

પ્રાતઃકાળના ઉદય સાથે માણસો આજ્ઞાની રાહ જોતા માણસો જમીન ખોદવાનું સાધન લઇ તડકામાં બેઠા બેઠા વાતોના ગપાટા હાંકતા હતા પાવડા અને ટોપલીઓ ટોપલા કોદાળી અને બીજા હથીઆરો આમ તેમ પડયા હતા.

તેવામાં રજપુત સમાચાર લઇને આવ્યો કે તમામ મજુરોએ ઉતરદીશા તરફ પોતાના સાધનો સહ જવું અને ત્યાં ખોદ કામ થવાનું છે. બધા ત્યાંથી ઉઠયા અને ત્રણસો માણસોનો કાફલો ત્યાં ગયો.

સવારના પ્હોરમાં મહારાજા સીદ્ધરાજ ઉઠયા દાતણ પાણી ઇત્યાદી શૌચ કર્મથી પરવારીને તૈયાર થયા. રાજસભા તરફ પ્રયાણ કરવા લાગ્યા જતાં જતાં તેઓ દર્શનકરવા દેવીના મંદિરમાં ગયા. દેવીને ધ્યાનપુર્વક પાગે લાગ્યા.

" જોજે બેટા મારી અમંગળ સુચના પાર ન પડે તે સાચવજે અચાનક મંદિરમાં અવાજ થયો દેવી બોલ્યા.

સિદ્ધરાજ તો નીચી મુઠીએ હજી માતાજીની ચરણોમાંજ આળટતો હતો તેણે અવાજ સાંભળ્યો અને સાવધ થયો ફરીથી માતાજીના ચરણોમાં વંદન કરે અને ભક્તિભાવે " આપની કૃપાતો તે શફળ નહિ થાય " તે બોલ્યો

" પાટણની પ્રભુતા અસ્તાચળમાં છે બેટા સાચવીને રાજ કરજે શીરપર કલંક ન આવે તેવું વર્તન રાખજે " દેવીએ સુચના આપી.

માજી માણસ તો પોતાનું સારૂં થાય તેમ ઇચ્છે છે અને તે પ્રમાણેજ કરવાજ પ્રયત્ન કરે છે તદાપી સારૂં કરવું અગર તો બહુ તે કુદરતના હાથ છે! માતાજી હજી સુધી સિદ્ધરાજ અવિચળ રહ્યો છે પારકી સ્ત્રી સામે હું તો શું ? પણ મારી પ્રજામાંથી પણ કોઇ નજર બગાડે તો હું તેને શીક્ષા કરૂં છું દેશપાર કરૂં છું તો સિધરાજ જે કેમ નજર બગાડે ? તથાપિ આપ કહો કે પાટણની પ્રભાતનો સૂર્ય અસ્ત દિશામાં પ્રયાણ કરી રહ્યા છે તો પછી મારો તેમાં શું ઇલાજ છે ! સીધરાજે દેવી સામે દ્રઢતા પૂર્વક જુવાબ આપ્યો.

અને સિધરાજના રાજ્યમા સ્ત્રીઓ ઉપર કોઇપણ માણસ કુદ્રષ્ટિ ન કરી શકે તેવો બંદોબસ્ત હતો છતાં પણ કરે ને રાજાને

ખબર પડે રાજા સમક્ષ ફરીયાદ જાય તો રાજા ઘણી વખત પુરૂષનું કહેવું સાંભળ્યા વિના તેને દેહાંત દંડની શીક્ષા ફરમાવતો.

એક વખત તો એક કારભારીયે પુછયું કે "બાપુ આમા તમો પુરૂષની કોઇ જાતની દલીલ વગર તમે વાંક કાઢો છો અને શીક્ષા ફરમાવો છો તે ઘણું યોગ્ય છે તેમ તમે સમજો છો? ખરી રીતે તો પુરૂષોની પણ દલીલ સાંભળવી જોઇએ!"

"કાંઇજ નહિ ઘણી વખત શું? પણ સ્ત્રી કદી પોતાની ઇજ્જત હલકી પાડવા માટે ખોટું કારણ લઇને ન આવે! ખોટું તો ન આવે! પણ થોડી સતાવણી હોય તો પણ ના આવે પણ તેની પર કુરતા પુર્વક વિના સતામણી કરવામાં આવે ત્યારેજ ફરિયાદ થાય તેથીજ હું પુરૂષોને વગર દલીલે શીક્ષા ફરમાવું છું! મારો હેતુ તેજ છે! મારા રાજ્યમાં પવિત્રતા એ પ્રથમ છે!" સીધરાજે તે કારભારીને જવાબ આપ્યો ને તે જવાબ સાંભળી આખી સભા મહારાજા સિધરાજના વિચારો સાથ મસલત થઇ હતી. મહારાજા સીધ્ધરાજાના રાજ્યની સ્ત્રીઓ તેથીજ તેને વંદની બાપુ તુલ્ય ગણાતી અને તેનું રાજ્ય અવિચળ તપો તેમ પ્રર્થતી.

"બેટા હજી તારા માનવામાં આવતું નથી પણ તું ચોકસ માનજે કે તું ઓડણના મોહમાં ફસાઇશ! માટે શવેળાની ચેતવણી આપું છું કે તું ફસાઇશ નહિ! જો ભેગ જોગે ફસાયો તો મેળવેલી મહેનત અફળ જશે!" દેવી પુનઃ બોલી.

"તો શું પાણી નહિ આવે?"

"ના જો તારૂં વર્તન વ્યભિચારી થશે તો પાણી નહિ આવે?" દેવીએ કહ્યું.

"જેવી દેવની ઇચ્છા !"

આમ કહી સીધ્ધરાજ પોતાના દરબાર પ્રતિ ચાલ્યો ગયો. દરબારી જનો કયારનાય મહારાજાની રાહ જોઇ રહયા હતા. અને જોત જોતામાં મહારાજા ત્યાં પધાર્યા છડીદારે છડી પુકારી પાછળ મહારાજા ધીરે ધીરે ગાદીપર આવ્યા. અને ગાદીને નમન કરી ગાદીપર બેઠા અને ગઈ કાલના સ્વપ્નાની વાત પ્રજાને કહેવા લાગ્યા.

" પ્રીય પ્રજાજનો—

ગઇ કાલે રાત્રે મ્હને સ્વપ્નામા તે તરેહનું કામ ન કરતાં પાટણની ઉતર દીશાએ તળાવ ખોદાવી અને ઉપર એકસોને સાઠ દહેરા મુકાવવાના અને તેનું નામ સહસ્ત્રલીંગ તળાવ પાડવાની સૂચના દેવી કરી ગયા છે એક જોરાવર રાજપૂતના પાપે પાટણની પ્રભુતા અસ્ત થવાની અણી પર છે પાટણની પડતીનો પ્રારંભ થઈ ચુકયો છે ! એકજ આત્માના શ્રાપથી શું નથી થતું ? પ્રજાના લોહી તરસ્યા કારભારીયો મ્હારી પ્રજાના લોહી ચૂસે છે તેના પ્રતાપે આજ મારૂં પાટણ ભસ્મીભૂત થવાનું છે ! મારા પર એ ભયંકર પડઘા પડયા કરે છે !—

" અરર ? રામ રાજ્યની પડતી ! પાટણની પ્રભુતા અસ્ત પામે છે એ ઓ પ્રભુ તેવા નરાધમો શામાટે અવ્યભિચારી પાકતા હશે ! "

પ્રજાજનો એક સાથે પોકાર કરી ઉઠયા. મહારાજા સીધરાજ મૌન ધારણ કરીને સુન્યમુન્ય બેસી રહયા હતા. સભામાં કોઇ કાંઇપણ બોલતું ન હતું શોકની પ્રસ્તાવના કરતા પ્રજાજનો દરબારીઓ ત્યાં નીચી મુડીએ બેઠા હતા. એક પાઇ પડે તો પણ અવાજ થાય તેવી

ગહન શાંતિ ત્યાં હતી. છેવટે તે શાંતિનો ભંગ કરતા મહારાજા સિધરાજ બોલી ઉઠયા " પ્રજાજનો મેં તમને મને સ્વપ્નામાં આવેલી તમામ હકીકત જણાવી છે હવે આપ આપનો વિચાર પ્રદર્શીત કરો "

" જેવો આપનો વિચાર અમો તો આપની સાથે સહમત છીએ પ્રજાના દુખ માટે અટકળ મહેનત લેતા આપના જેવા રાજવી અમારા પિતા છે. અમારા પિતા અમારા હીત માટે—અમારા કરતાં વધુ ચીન્તા તો તમને હશેજ તો પછી અમે શું કરીએ ? આપને શું કહીએ ? તમો જે કરો તે અમારે કબુલ છે તમો હમારા હિતેચ્છું છો પ્રભુ આપનું રાજ્ય અવિચળ તપે તેમ અમે અમારા બાળકો સ્ત્રીઓ વીગેરે તમામ પ્રભુને પ્રાર્થે છે " તેમના એકે જણાવ્યું.

" મહારાજ બધા મજુરો રાહ જુએ છે હવે આજ્ઞા હોય તો બતાવો ત્યાં અમે ખોદકામ શરૂ કરાવીએ ! " સિપાઇએ પ્રવેશ કરતાં જણાવ્યું.

" જાવ હું હમણાં આવું છું ! " સીધરાજે જણાવ્યું અને જોત જોતામાં તે ચાલ્યો ગયો અને મહારાજા સિદ્ધરાજ પણ ત્યાંથી ઉઠી પોતાની સભા સહ પાટણની ઉત્તર દીશા તરફ પ્રયાણ કરી ગયાં. તો ત્યાં મજુરો આમ તેમ બેઠા બેઠા વાતોના ગપાટા કરતાં ત્યાં પાવડા અને કોદાળી વીગેરે જોડે રમત રમી રહયા હતા, કેટલાક મજુરોના છોકરાઓ હાથમાં બટકુ રોટલો લઇને ફરતા હતા કેટલાક તો તાપણી સળગાવી તેની આજુબાજુ બેઠા હતા. વળી કેટલાક તાપમાં તડકે બેઠા બેઠા અવનવી વાતો કરતા મહારાજાની આજ્ઞાની રાહ જોતાં ત્યાં બેઠા હતા અને કયારે આજ્ઞા મળે તો તેનો અમલ કરવો આમ વિચારમાં હતા.

તેવામાં મહારાજાની સ્વારી પધારી જાણી આનંદિત થયા અને સર્વ ઉભા થયા. દરબારી અને સભાજનોએ મહારાજાની આજ્ઞાથી ત્યાં જગ્યા તપાસી જોઇ પાણી આવે તેવી જગ્યા તપાસી ત્યાં ખોદવાની મજુરોને આજ્ઞા આપી મુખ્ય માણસે મોટી લીટી દોરી તળાવનું માપ આંક્યુંને સર્વ મજુરો ખોદવા લાગ્યા.

કાંઇક મજુરો અને મજુરોની સ્ત્રીઓ ખોદી ખોદીને માટીનો ઢગલો ત્યાં બાજુમાં એકઠો થતો હતો આખા શહેરમાં આ વાત પવન વેગે પ્રસરી ગઇ અને જોત જોતામાં અડધો ખાડો થવા આવી ગયો.

આમ મહેનતમાં ને મહેનતાં પ્રભુ પ્રભાકરે અસ્તાચલ દીશામાં પ્રણામ કરી ગયા. મહારાજા સીદ્ધરાજે કોઇ દિવસ પણ તળાવનું કામ જોવા નહિ આવવાની પ્રતિજ્ઞા લીધી અને મજુરો ત્યાંથી વિખરાયા આજુબાજુ કેટલાક માણસો ત્યાંજ રહયા.

મહારાજાને કાંઇક શાંતિ વળી હવે પાણી આવશે તો પ્રજાનો ત્રાસ ઓછો થશે પ્રજાની પીડા ટળશે તે વિચારે મહારાજા કાંઇક આનંદમા હતા ઉલ્લાસના વાતાવરણ પુરજોસથી ઝુલતા હતા અને મહારાજાને નિદ્રા આવી ને નિદ્રામાં ડોલા ખાવા લાગ્યા.

આમ જોત જોતામાં રાત્રી વ્યતિત થઇ અને સવાર થવાનો સમય થયો પ્રભુ પ્રભાકરના રશ્મિ કિરણો અવની પર પડયા પાણીમાં તેનું પ્રતિબિમ્બ પડતા જાણે બીજોજ સૂર્ય, સૂર્ય ભગવાનનો રથ ધીમે ધીમે ઉપર આવ્યા.

અવની પરના માણસો જાગૃત થયા નિત્ય કર્મથી પરવારી પોત પોતાના કામે વળગ્યા સ્ત્રીઓએ પાણી ભરવા માંડ્યું કેટલીકે મુખપ્વન કર્યાં બાદ પ્રભાકરને પાયે લાગી કેટલીકે ઓવારણા લીધા અને કેટલીક તો સૂર્યનારાયણને જળ ચડાવ્યું.

આમ પૃથ્વીપરના મનુષ્યો સુર્ય પુજા કરી સુર્ય ભગવાનને વધાવી પોત પોતાના કામ ધંધે વળગ્યા.

મહારાજા સિદ્ધરાજ પોતાના કર્મથી પરવારી પ્રભુ સેવામાં ધ્યાન ધરીને દરબારમાં જવા તઇયાર થયા મહારાણીની આજ્ઞા લઇને તે તુરતજ નીકળ્યા. નીયમ પ્રમાણે દેવીના મંદિરમાં ગયા. દેવીની સેવા પુજા કરી. પણ દેવી ગયાં ન પ્રગટા અને મૌન રહ્યા.

સિધરાજ મનમાં મુંઝાયો હવે દેવી વચન મીથ્યા થશે તે જાણી. દેવી મઉન રહ્યા. નહિ તો દેવી મને સુચના આપ્યા વગર ના રહે આમ શોકાતુર મુખપર પાછુ હર્ષનુ કીરણ જણાયું અને અને ત્યાંથી તેજ હર્ષાવેશમાં રાજસભામાં આવ્યા,

છડીદારે છડી પુકારી સભાજનોએ ઉભા થઇ ઓવારણાં લીધાં નમસ્કાર કર્યા. મહારાજા સિધરાજે ગાદીને–રાજતખ્તને સલામી ભરીને તેના પર સ્વાર થયા. સભામાં અવિચળ શાંતિ પથરાઇ.

" મહારાજા હમણા હમણા ઓડણો આપણાં ગામમાં મજુરી કરવા ખુબ આવે છે, જો આજ્ઞા હોય તો આપની પાસે મજુરી માંગવા આવેલા ઓડણોને તળાવના ખોદ કામ પર રાખીએ,

" વફાદારીથી તે કામ કરે તેવા જણાય છે ? " શાંતિનો ભંગ કરતા સીધરાજના સિપાઇએ જણાવ્યું.

' કેટલા મજુરોની જરૂર પડે તેમ છે.'

' વહેલું કામ પાર પાડવું હોય તો વધુ મજુરો જોઇએ '

' હા તે તો નિર્વિવાદ છે. '

' તો જાવ મારી પ્રજાને પાણી જેમ વહેલું પુરૂં પડશે તેમ તે વહેલી સુખી થશે માટે જેટલા મજુરો ઓડણો અગર તો બીજા

જે મળે મળે તે તમામને તેજ કામપર રોકો. તાકીદ કરી તમો તે કામપર ખુબ ધ્યાન રાખો હાલ તો આપણે બધાએ તે કામ પાર પાડવાની તઇયારી કરવાની છે.

ત્યારબાદજ આપણે બીજા કામમાં હાથ ઘાલવાનો છે મહારાજા સિધ્ધરાજે પ્રજાનાં હિતાર્થે તમામ ખરચ કરવાની ઉમેદ બતાવતાં તાકીદ કરતાં જણાવ્યું

અને સિપાઇ તુરતજ ગયો પાંચસો ઓડણને ત્યાં રાખી લીધા તેમાં કેટલાક પુરૂષો અને કેટલીક સ્ત્રીઓ પણ હતી. ઓડણોને કામ મળવાથી પ્રભુ પાસે સીધ્ધરાજનું ભલું કરવાની આશીર્વાદ માંગતા કામ પર લાગ્યા.

પોતાના બાળકોને ઝાડ સાથે ખોળીયા બાંધી પારણાની માફક ઝુલાવતી ઓડણો ખરેખર ઉદ્યોગી ભાસતી હતી.

આમ પ્રજાના હિતાર્થે સિધ્ધરાજ પોતાની તમામ મીલકત અર્પણ કરવા અને પ્રજાનું દુખ ટાળવા તે કટીબધ્ધ થયો હતો ને દિવસે દિવસે તળાવ જલ્દી ખોદાય—જલદી પ્રજાને પાણી મળે તે હેતુથી માણસોની—મજુરોની ભરતી કરતો હતો. આમ સહસ્રલીંગ તળાવ ખોદાવાનું શરૂ કર્યું.

---



## પ્રકરણ ચોથું.

### જસ્માનો તિરસ્કાર ?





ભા પૂર્ણ ભરાઈ ગઇ હતી. હમણા હમણા તો દરબારમાં ફકત સહસ્રલીંગ તળાવનીજ વાતો નીકળતી તેજ વાતો ચર્ચાતી આજ તો આટલા માણસો આટલા મજુરો આવ્યા આટલું ઉંડુ ખોદાયું આટલો મહોળો થયો. આવી ચર્ચાઓ ઉદભવતી.

" તો પાણી આવવા માંડયું છે કે ? મહારાજાએ શંકિત હૃદયે પાણીની રાહ જોતા પૂછવા માંડયું.

" હજી તો તેવા ચીન્હો જણાતા નથી "

" ખબર પડે છે તે ? કે પાણી આવે તેવા ચીન્હો ક્યારે હોય ?

" ના જી અમને તો હજી ખબર નથી પડતી કે પાણી ક્યારે સ્ફુરે છે ?

" તો બાપુ આપ તપાસ કરોતો ?" બીજા માણસે પૂછયું

"ના હું તો જનાર નથી!" મહારાજાએ પોતાનો દ્દ નિશ્ચય કર્યો.

"બાપુ! આપની હાજરીની ત્યાં આવશ્યકતા છે!" બીજાએ કહ્યું.

"તો તમો છોને!"

"તો પણ આપ હો તો ઠીક!

"હું તો આવતા વિચાર કરશું"

"આપ આવો તો પાણીના ચિન્હો જોઈ કેટલું ખોદવું તેનો વિચાર કરતા અમને ખબર તો પડે?" પેલાએ મહારાજાને આવવા આગ્રહ કરતાં જણાવ્યું.

"ઠીક છે ઘણા ભાગે મોડાથી આવી જઇશ" મહારાજાએ પોતાનો વિચાર જણાવ્યો.

"ઘણું સારૂં? અને સભા તુરતજ વિર્શન થઇ ગઇ.

મહારાજા બોલતાં તો બોલ્યા પણ પાછળથી પશ્ચાતાપ કરવા લાગ્યો.

દેવીનું વચન દેવીના શબ્દો તેની સમક્ષ આગળ આવી તેદરયો તરવળવા લાગ્યા. દેવીના વચનો તેને કારીધા સમાન વાગ્યા. પણ વળી પાછી મને શાંતિ વળી.

"મહારાજા સિધ્ધરાજ! જેના પગમાં હજારો દાસદાસી અને રાણીયો તહેનાતમાં ઉભા રહે? પડયો બોલ ઝીલવા તૈયાર થતા હતા. તેવી સ્ત્રીઓને મુકીને પોતે શા માટે કોઇ મજુરીઆને મજુરણ ઉપર તે આશક થાય તેના ઉપર પોતે દાનત બગાડે." આમ મહારાજાના વિચારની તરંગ માળા ચાલવા લાગી.

મહારાજા દરબારમાંથી ઉઠીને પોતાના મ્હેલમાં આવ્યા ત્યાં અટારીઓ અને ઝરૂખામાં ફરવા લાગ્યા. સૂર્યના કિરણો જાળીઓ દ્વારા મહેલમાં પ્રવેશી ચુકયા હતા. રાજા પોતાના મનમાં અતુલ ઉદ્વેગ પામતા હતા. તેમને શાંત પણ ન હતી મન અતિશય આશાંતિ હતું ઘડીભર દેવીના વચનો તેને સાંભળતા અને વચનો સાંભળતા તેનું હૈયું ઉભરાઈ જતું આંખોમાંથી આંસુની ધારા ઘણી વખત ટપકું ટપકું થઇ રહ્યું હતું.

કોઇ પણ રીતે મનને શાંતિ મળતી ન હતી શું કરવું તે સુઝતું ન હતું હૃદય ફાટતું હતું દીલ ખુંચતું હતું મન દૂર દૂર ભાગતું હતું, તમામ અંગો તેને પૂછતા હતા કે આજ તારૂં મન કયાં ગયું છે પણ સીંવરાજ તો ભગ્ન હૃદયે ફરતો હતો.

સૂર્યના કિરણો તેને અતીશય ઉદ્વેગ આપતા હતા. કોણ જાણે સૂર્ય ભગવાન શીવરાજના હૃદયને શામાટે બાળી રહ્યા હતા શું કારણ તેમાં સમાયું હતું તેની તો મહારાજાને પણ ખબર પડતી ન હતી.

જીવનના એકેએક તાર તુટયા હતા. જે મહેલ તેને શાંતિમય ભાસતો હતો. દરબારમાં કરેલા કામકાજથી કંટાળતો મળતો તો ત્યાંથી તેમને શાંતિ–ગહન શાંતિ પ્રાપ્ત થતી તે મહેલ આજ ઉદ્વેગ પૂર્ણ નિરાશ પૂર્ણ જણાતો શાંતિના ધામમાં અશાંતિનું વાતાવરણ જામ્યું હતું ખરેખર મહારાજા સીધ્ધરાજને ઘડી ભરતો જીવન ઉપર તીરસ્કાર પ્રાપ્ત થયો.

“ નાથ આજ ઉદ્વેગ પૂર્ણ કેમ દેખાયો છો ” પોતાના સ્વામીના ખંડમાં પ્રવેશ કરતાં રાણીએ પૂછયું. રાણી ઘણી વખત શાંતિનું ધામ થઇ પડતી આજ મહારાજાએ રાણી સામે પણ પોતાનું મુખ

ન ફેરવ્યું. ન જોયું, જાણે સાંભળ્યુંજ ના હોય તેવો ડોળ રાખી તે અટારીમાં ઉભાજ રહયા રાણીતો વિસ્મયતાથી મહારાજા તરફ આંખ મીચીને જોઇ રહી.

" નાથ મારાથી રીસાણું લીધું છે શા વાંક માટે ? "

" ના રાણીથી રીસાણું હોય તે કદી પણ સાંભળે છે ? "

" ના છતાં પણ "

" પણ જીવન ઉપર તીરસ્કાર વરસી રહયો છે હવે તો હું પ્રભુ પાસે મૃત્યુ માંગું છું પ્રભુ મ્હને મોત આપે મારી પ્રજા મારા પાપે શા માટે રીબાય ! " સીધ્ધરાજ શોકાતુર હૃદયે બડબડી ઉઠયો.

" પ્રાણનાથ આમ હારે શું કરવાના હતા ? "

" તો શું કરૂં ? પ્રજા દુઃખે રીબાય છે "

" ઉપાય કરો મર્દ છો ઘણા રાજાઓ તમારા શરણે થયા છે સમ્રાટ પદને દીપાવવા તમે સમર્થ છો તો શા માટે તમો આમ હારો છો ઘણી વખતે તો બીજાને હિમ્મત આપો છો ને આપજ શા માટે આમ હિમ્મત વિનાના બન્યા છો " રાણીએ સલાહ આપતાં પુછયું.

" શું કરૂં મને કાંઇ પણ સુઝતું નથી મારો જીવ દુઃખાય છે હૃદય હવે તો જીવવા ધસીને નાજ પાડે છે તો પછી આપની સલાહને શું કરૂં ? " સીધ્ધરાજે જણાવ્યું.

" કાંઇ નહી નાથ ધીરજ ધરો પણ પાણી આવવાના ચીન્હો જણાય છે કે નહી ? " રાણીએ સલાહ આપતાં વાત ફેરવવાની વિચાર આવતાં જણાવ્યું.

" ના હજી પાણી આવવાના ચીન્હો જણાતા નથી. "

" તમે તપાસ કરવા ગયા હતા ? "

" ના અને તપાસ કરવા જવાનો પણ વખત નથી. "

" કારણ "

" કાંઇક એવુજ છે. "

" પણ નાથ તમારે તપાસ અર્થે તો જવું જોઇએ.

" શા માટે ! "

" નાથ આપ ભુલો છો આપના તપાસવા નહી જાવ તો ત્યાં નાહકનું ખર્ચ વધતુ હશે ઘણા તો હરામી થઇને બેસતા હશે તો આપને તપાસ અર્થે જવાની જરૂર છે ' સલાહ આપતાં રાણીએ જણાવ્યું.

આ વખતે દેવીના શબ્દો સીદ્ધરાજની આંખ સામે ભીત પર લખાયા.

" રૂપ લલચાવે રૂપ તલસાવે રૂપજ વેર કરાવે
રૂપ લડાવે રૂપ બગાડે રૂપજ નાશ કરાવે

અને આ શબ્દો સાંભળતાં ભીત પર વાંચતાં તુરતજ તે હેઠળ બેભાન અવસ્થામાં પડી ગયો રાણીએ ઉપચાર કરવા માંડયા હજારો દાસ દાસીઓ તમામ તેની તહેનાતમાં ખડા થયા પાણી મુખ ઉપર નાંખ્યું અને રાણીએ પોતાની સાડીવતી પવન નાંખવા માંડયો

રાણીની આંખોમાંથી અશ્રુ ધારા વ્હેતી હતી ચરખવીત આંખો વ્હેતા આંસુ દાસ! દાસીના આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું અને ઉપચારના અંતે રાજા સીધ્ધરાજ કાંઇ ભાનમાં આયાં

લાવો ત્યારે રાણીજી મારા લુધડાં હુ જશ તપાસતો કરૂં !"
રાજા જવાની તૈયારી કરવા લાગ્યો રાણી લુગડા લાવવા ગયા અને

જોત જોતામાં તેમના કીમતી લુગડા લાવી હાજર કર્યા.

"મારે તે નથી જોઇતા સાદા લુગડાંજ મારા કામમાં આવશે માટે સાદાજ લાવો તે પહેરીને હુ તપાસ કરૂં" રાણીને જણાવ્યું પણ સાદા લુગડા પહેરવામાં મહારાજાનો કાંઇ બીજો હેતુ હતો અને તે એ કે સાદા લુગડાથી મારી પર કોઇ મોહીત ન થાય તેમ ઇચ્છતો હતો ને તેથીજ તેમણે સાદા લુગડા મંગાવ્યા રાણી ઘડી ભર તો કાંઇ વીચારમાં મગ્ન થઇને તુરતજ પાછી લુગડાં લેવા ચાલી ગઇ અને જોત જોતામાં લુગડા લઇ હાજર થઇ.

મહારાજા પણ લુગડા પહેરીને જવા તઇયાર થયા ને ત્યાંથી શોકાતુર મુખે કોઇપણ માણસને લીધા વીના કામ ચાલતુ હતું ત્યાં ગયા.

માણસો મજુરો ત્યાં તપાસતા તો વળી કેટલાક તો ખાડા ખોદતા હતા. આ દશા જોઇ મહારાજાની કાંઇ ગમગીની દુર થઇ અને તુરતમાં તે ત્યાં ગયા પાણી આવવાના ચિન્હો જોવા માંડયા તો જમીન પોચી હતી હમણાજ પાણી આવશે. તેવી દરેકની મુખે વાત થતી હતી આ વાતો સાંભળી રાજાને કાંઇ શાંતીવળી પોતાની મહેનત સફળ થશે તેમ ધારીને તેણે પ્રભુની મારી માગવા માંડી આ વખતે જોરાવર રાજપૂતનુ કૃત્ય તેની નજર સમક્ષ તરવર્યું અને તેની તરફ તીરસ્કાર ભરી નજરે ત્યાંથી આગળ વધ્યો.

ઓડણો પોતાના બાળકોને હીંચતી માથે માટીની ટોપલી નાખવા દુર જતી તે દ્રશ્ય જોવા અને માતૃ ભકિતથી ભરપુર દ્રશ્ય ઘડીભર નીહાળવા તેણે ત્યાં ઉભો રહેવા પ્રયત્ન કર્યો અને આખરે

ઇચ્છાને વશ થઇ તે ત્યાંજ ઉભો રહયો અને માતા એટલે દેવી-તેવી સાક્ષી તેનું હદય આપવા લાગ્યું.

અને તેવામાં પાંચ છ સહિયરો માથેથી માટી નાંખી આવતી રાજાની નજર સામે પઠી તે તમામથી એકતો કોઇ દેવાગના સમ ભાસતી હતી તેનું રૂપ તો કોઇ સ્વર્ગનાં પરી સમાનજ હતું અને તેની ચાલ જોઇને તો ભલભલી હાથણીઓ પણ શરમાતી અને તેનો કટી પ્રદેશ જોઇ ઘડીભર સીંહણને પણ ઇર્ષા આવતી રાજાની નજર તેની સામે પડી. પેલીને કાંટા વાગ્યો ત્યારે તે ત્યાંજ ઉભી રહી અને પગમાથી કાંટા કાઢવા લાગી.

" અલી જસમા ચાલને " તેમાંની એકે જણાવ્યું,

આવું છું મારા પગમાં કાંટા વાગ્યો છે વળી મારા બાળકને પણ મારે ધરાવવું છે " જસમાએ જુવાબ આપ્યો જસમા જાતની ઓડણ હતી છતાં પણ તેનું રૂપ જેનાર તો ઘડીભર વિચારજ કરે! આશું ? આવી સ્રી આતે સ્રી કે સ્વર્ગની અપસરા કોઇ પણ જાતની ખબર નજ પડે પછી શું ?

જસમા અને તેનો પતી પોતાના વ્હાલશોયા બાળકને લઇને પોતાનું વતન છોડી પેટીયું મેળવવા પોતાના ધમાર્થે પાટણમાં આવ્યા ત્યાં તેમને તળાવમાંથી માટી ખોદવાનું અને માટી ઉપાડવાનુ કામ મળ્યું. પોતાને મળેલું કામ તે રાંજાનું હતું તે ઉપકાર માનવા લાગ્યો રાજાપર આશીર્વાદનો વરસાદ વરસાવવા લાગ્યા હતા.

મહારાજા સીદ્દરાજ ઘણી સાવચેતી રાખવા છતાં પણ જસમા અત્યે આકર્ષાયો રૂપે તેને લલચાવ્યો ખરેખર—

રૂપ લલચાવે રૂપ તલસાવે રૂપજ વેર કરાવે
રૂપ લડાવે રૂપ બગાડે રૂપજ નાશ કરાવે

રૂપમાં મોહીને ઘણી લડાઇયો થાય છે રૂપની મ્હોકાણથી હજારો સ્ત્રીઓ પોતાનું શીયળ સાચવવા અર્થે આપઘાત કરે છે રૂપ શું નથી કરતું ? રૂપ આપસ આપસમાં વેર કરાવે છે ઘણી વખતતો રૂપનાજ કારણે મરણ થાય છે રૂપને લઇને રૂપમાં મોહીને રાવણ જેવા વિચારવાન માણસ સીતાના રૂપમાં લપટાયો અને તેને સતાવી તે મરાયો અને રામની કીર્તી વધુ ઉજ્વળ થવા પામી.

તો પછી પાટણની તો પ્રભુતા અસ્ત પામવા બેઠી હતી તો દૈવીના ચેતાવ્યા છતાં પણ મહારાજા સીધરાજ રૂપમાં લલચાયો. ખરેખર ! પાટણનો સુર્યાસ્તનો સમય હતો ! હુ આમ કરીશ હુ કેમ લલચાયુ ? છતાં પણ સીધરાજ ફસાયો ને ધીરે ધીરે તેજશમા પ્રતી આગળ વધવા લાગ્યો.

જસમા પોતાના પગમાંના કાંટો કહાડી પોતાના બાળક પાસે આવી ને વ્હાલે સાથે તેના તરફ તે તાકીને જોઇ રહી માત પોતાના પ્રિય બાળક તરફ કેવી રીતે વ્હાલ ભરી નજરે જોઇ તે કેવા વહાલથી ઉછેરીને મોટા કરે છે ! ગરીબ માબાપ હોવા છતાં પણ બાળક પ્રત્યેનો તેનો પ્રેમ અપુર્વ ગણાય ! હવે આ પ્રેમથી હજારો દુખના વાદળ વરસાવીને પછી તે પુત્ર કે પુત્રી મોટા થઇ માબાપની અવગણના કરે ! માબાગની સેવા કરવાની તેની ફરજ ભુલી જાય તો પછી માબાપ ક્રોધે ભરાય ? માબાપના આંતરડા આપો કેમ ન આપે ?

સીધરાજે ધીરે રહીને તેને પુછ્યું " તારૂ નામ શું ? "

" મારૂ નામ જસમા " તે બાઇએ જવાબ આપ્યો.

કઇ જાતના છો ? "

"ઓઢણું અને ભૂખના વખાના માર્યા મજુરી કરવા આવ્યા છીએ !"

"જસમા તારૂં રૂપ તને આવા કામો કરવાની ના કહે છે તું કોઇ રાજાની રાણી થવાને લાયક છું ત્હારા માટે તારી તહેનાતમાં હજારો દાસ દાસી ઉભા રહેવાના લાયક છે" મહારાજાએ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો જસમા તેના શબ્દો સાંભળી મામલો જાણી ગઇ પણ હીમ્મત પૂર્વક પોતાના શીયળનું રક્ષણ કરવામાં તેણે પોતાની બહાદુરી માની અને બહાદુરતા પૂર્વક સત્ય જુવાબ આપવા તે ત્યાં ઉભી રહી—

"રાજાની રાણી થવાનું ભાગ્ય તો જેને નસીબે પ્રાપ્ત થયું છે તેમનેજ સુખદ હો ! મને તેવું ભાગ્ય નથી જોઇતું તેવા સુખો તો અમારા હાથ અમને આપશે !" જસમાએ છાજતો સચોટ ઉત્તર આપ્યો.

"જસમા સમજ આ દેહ માટી ઉપાડવાને માટે પ્રભુએ સરજી નથી!"

"મહારાજા ! મજુરી એ તો અમારૂં જીવન છે ! તો પછી આ દેહ શામાટે મજુરીમાંજ ન વપરાય"

"જસમા તમે રહો છો કયાં ?"

"રહેવાને માટે આ જંગલ"

"તો તમારે માટે હું મેડી બંધ મહેલો આપું ! તમે મારા રાજ્યમાં આવો જંગલમાં વાગતા કાંટા કાંકરા તમને ત્યાં હેરાન નહિ કરે મહા સુંવાળી મઝાની તળાઇઓ તમને અનહદ સુખો આપશે" રાજાએ જસમાને પોતાના રાજ્યમાં લેવાની લાલચ આપવા માંડી.

" એ મશરૂની તળાઇઓ કરતાં ખાખરના પાન અમોને ઓર રાહત આપે છે કાંટા ને કાંકરા તો અમારૂં જીવન છે તો પછી અમને તે કેમ ખૂંચે ! "

" પણ મેડાને મ્હેલાત તમને અપૂર્વ સુખ આપશે. "

" મહારાજા મેડા અને મહેલમાં તો અમને ફેર આવે ને ફેર આવવાથી હેઠળ પડીએ તો શરીરમાંના કોઇ અંગ ભાંગે ને ભાગતા ખોખરા પણ થાય તો આ શું કોમળ કાયા જેના પર તમે લુબ્ધ થયાં છો તે કાયા કુબડી લાગે તો પછી આપ નિરાશ થાવ તે માટે અમને ભલે એ જંગલજ મુબારક હો ! મહેલ અને મેડીઓતો આપનેજ મુબારક હો ! આપના હાથ અને પેટ કાંઇ મારા જેવા સુવાળા નથી તો પછી તમને શાની ફીકર હોય?" જસમાએ મહારાજા સીદ્ધરાજને મશ્કરીમાં ઉડાવવા માંડયો પણ સીદ્ધરાજ તો તેના રૂપમાં લુબ્ધ થયેલો તે કઇ રીતે સાંભળી શકે પોતાના કાન ઉઘાડે ? તેતો માનતો હતો કે જસમાની સાથે વાતો કરવાનું પણ અહોભાગ્ય છે તેમ સમજતો હતો તેવો સીદ્ધરાજ કયાંથી જાગૃત થાય !

" આપની કાયા કાંઇક વધુ શોભશે ! દાગીના અને ઘરેણા આપને માટે હું તરહ તરહના ઘડાવીશ આપ રાજી થશો ? આપના સુખમાં વૃધ્ધિ થશે ? " મહારાજાએ વધુ લાલચો આપવા માંડી. પણ જસમા કયાંથી ડગે ! જસમા તો સતી હતી પતિએજ પરમેશ્વર માનનાર જસમા તો અડગજ રહી તે ન ડગી તે નજ ડગી.

" એ સોનાના દાગીના એ ઘરેણાં તે તો તમારી રાણીનેજ શોભે ! એ દાગીનાનો ભાર મારા દેહ ઉપર નથી તે ઘણુંજ સારૂં છે મને નથી ગોન્તા ! મને તો સુકોમળ ફુલની માળાજ પ્રિય

લાગશે અને તેની મઝા તો હુંજ માણું ! તે દાગીના મારી પાસે હોય તો અમને લુંટવાનો પણ ભય રહે પણ ફુલની માળા હોય તો કોણ લુંટવાનું હતું એ હાર એ દાગીના મને ન શોભે" જસમાએ હિમ્મત પૂર્વક જુવાબ આપ્યો ને પોતાના બાળકને હીંચવા માંડયું.

જસમા તારી દેહલતા પર સુંદર આભુષણો અને પાતળા મલમલ જેવી સાડીઓ કાંઇક વધુ શોભશે ! તે આભુષણો પણ તારે માટે ત્યાં પહેરવા હોય તો એ રાજ્યમાંથી મળશે !"

" મહારાજા આભુષણો અને પાતળી સાડીઓ કરતાં અમારે તો જાડી સાડીજ સારી છે પાતળી સાડી પહેરી કાયા નગ્ન દેખાડવી તે મને તો પ્રિય લાગતું નથી. તે કરતાં તો બહેતર છે કે અમારા જાડીયાજ અમને પહેરવા દેવા ! જાડીયા અમને વધુ સુશોભિત લાગે છે" ફરીથી જસમાએ જુવાબ આપ્યો.

અને જુવાબ આપતાં જસમા ત્યાંથી પોતાના કામ ધંધે વળ-ગવા અને પછી માટીની ટોપલી ભરવા ચાલી. તેનો ધંધો પણ તેજ હતો. ને તે કરવા તે આગળ વધી.

" જસમા ઉભી તો રહે !" રાજાએ જસમાને જણાવ્યું.

" રાજા મને નકામું ઉભી રહી હું નીમકહરામ થઇને ખાવા માગતી નથી ! મને તો મહેનત કરીનેજ ખાવું ગમે છે ! માટે રાજા મને મારી મહેનત અર્થે જવા દયો !" જસમાએ નીમકહલાલીથી ખાવાની વાત પ્રદર્શીત કરતાં જણાવ્યું ને જવાની આજ્ઞા માગી

" પણ ઓ સતી જસમા તારા પતિના તો દર્શન કરાવ ! તારા જેવી સતીનો પતિ થવાની જેના ભાગ્યમાં લખ્યું હોય તે ખરે-ખર ધન્યવાદને પાત્ર છે સતી જસમા તું સતી છું મેં તારા પ્રત્યે

નીચ દાનતથી જે માગણી કરી તે તરફ હું માફીની નજરથી જોઉં છું ?" સીધરાજે પશ્ચાતાપ કરતાં જસમાના પતીના દર્શન કરવાની ઉત્કંઠા બતાવી.

"મારો પતિ પેલો ખોદે છે તે ? જેની કોદાળીના એકજ ઘાથી ધરતી પણ ધ્રુજતી હતી ખરે જુઓને આ ધ્રુજી રહી છે એવા મારા પતિદેવના ચરણોમાં મારૂં મસ્તક નમે છે" જસમાએ પતિ તરફ વફાદારી બતાવતાં જણાવ્યું.

"જસમા તું જેટલી તારા પતિ તરફ વફાદાર છું તેટલો તારો પતિ તારા તરફ વફાદાર નથી ?"

"કેમ ?"

"જોને ! ખોદતાં ખોદતાં પણ તે તારી તરફ શંકાની નજરથી જુએ છે ?"

"કાંઇ નહી આ જગતમાં સત્યને કોઇપણ રીતે આંચ આવતી નથી, જગતમાં આખર સત્યજ તરે છે ? સત્યજ અંતે જીતે છે, પ્રભુ સત્યનો બેલી દીનાનાથ ? ભલે મારી કસોટી કરે ? પણ હું તેમાં તરી પાર ઉતરીશ તે જરૂર મારો ! પતિ ભલે મારી તરફ આશંકાથી જુએ છતાં મારા જેવી નારીને શું વાંધો છે ?" જસમાએ સત્યતાનું વર્ણન કરતાં જણાવ્યું.

અને ખરી રીતે દુન્યામાં સત્યજ તરે છે પહેલાં તો સત્યની કસોટી થવાની ? પણ પ્રભુ આખરે*તેનોજ વિજય કરે છે. આખર સત્યજ તરે જુઓ હરિશ્ચંદ્રનો દાખલો સત્ય ખાતર તેણે પોતાની સ્ત્રી વેચી છોકરા વેચ્યાં ભંગીને ત્યાં પાણી ભર્યા અને આખરે સત્યજ તર્યાં.

તો પછી સતી જસમા તરફ તેનો પતિ આશંકા ભરી નજરે નિહાળે તો પણ સત્યને શું આંચ આવે ?

" અને જસમા તારો બાળક આમ ઝાડની ડાળે ઝોળી બાંધી તું હીંચોળે છે તો પછી તે પડી નહી જાય ?" જસમાને રોકી રાખવાના વિચારથી તેણે વધુ પુછ્યું.

" રાજા પ્રભુની આમ ગરીબોની ઉપર ઘણીજ મહેરબાની હોય છે અને અમારા બાળકો તેવીજ રીતે ઉછરે છે અમને કોઇપણ જાતની શંકા રહેતી નથી " આમ કહી જસમા પોતાની ટોપલી લઇ ને પાછી માટી લેવા આગળ ગઇ પોતાના બાળક તરફ જતાં જતાં પણ નીહાળતી હતી.

મહારાજા સીદ્ધરાજ તેના ગયા બાદ તેના તરફ જોઈ રહયા અત્યારેતો કામાતુર થયા હતા. कामातुरानाम् नभयम् न लज्या તે પ્રમાણે તેમણે જસમા તરફ જોયાજ કર્યું. જસમાનું રૂપ બીજાએને શુધ માણુસોને દેવી સમાન ભાસ આપતું હતું ત્યારે કામાતુર માણુસોને તે વધુ અકળાવતું હતું.

આમ તે જસમા તરફ જોતો હતો તેવામાં ત્યાં સ્વપ્નામાં આવેલી દેવી. તેજ લુગડા પહેરીને તેની સામે ઉભી રહી અને તેને સંબોધી બોલી કેમ બેટા તું શું કરી શકયો જા તારી મહેનતનું શું પરિણામ આવ્યું તે તો જઇને નીહાળ ? પાણી કયાંથી આવે ?"

અને આ શબ્દો સાંભળતાં તુરતજ તે બેભાન થવા લાગ્યો પોતાની ભૂલ–પોતે કરેલો અત્યાર સુધી વાર્તાલાપ તેને સાલવા લાગ્યો અને કબુલ કરવું પડયું કે કુદરત કરે છે તેજ સારૂં કરે છે તેમ કબુલ કરવું પડયું.

"હવે શું કરૂં માતાજી" દીનતા ભાવે તેણે પુછ્યું.

"હવે! હવે શુ તારૂં કપાળ તેં તારા હાથેજ ફોડયું. છે તેમાં કોઇ શું કરી શકે બસ થઇ ચુકયું હવે પાટણની પ્રભુતા અસ્તાચળમાં છે પાટણનો નાશ થવાના બીજ સીધ્ધરાજ તેં રોપ્યા જે રાજ્યમાં સુખ અને વૈભવો તેંજ ખીલાયા તેંજ ફાલાયા અને તુંજ તેના નાશનું કારણ બન્યો" દેવીએ ક્રોધીત બની કંપીત થઇ જુવાબ આપ્યો,

"તો શું આ બધી કરેલી મહેનત અફળજ જશે"

"તેમાં શું સંશય."

"હવે પાટણનું ભવિષ્ય"

"ભવિષ્ય?"

"હા"

"ભવિષ્ય તો ભુંડું છે પાટણનું તો શું પણ તારા સ્મારક રૂપ રૂદ્રાક્ષ મ્હાલ પણ તૂટી અને ફુટી બસ્મીભુત થશે વિધમીઓનો કાળો કેર વર્તશે"

"અરરરર! માજી! આવું ભવિષ્ય!"

"તેમાં હું શું કરી શકવાની હતી!"

"તો આપની કૃપા?"

"બસ હવે તો મારા દર્શન પણ આપને દુર્લભ થશો!"

"શું તમો પણ કોપ્યા?"

"હા! હું કોપ્યો નથી! પણ તારામાંથી સત્ય પરવાર્યું!"

"પણ કયો ગંભીર ગુન્હો?"

"જસમા તરફ તારી કુદ્રષ્ટિ!"

"પણ ભુલ માફ કરો!"

"હું શું કરૂં! તને ચેતાવ્યા છતાં પણ હજી તેવોજ રહયો. તો પછી મારી તને શી રીતે મદદ મળે! કહે! તને પ્રથમજ ચેતવણી આપી હતી!"

"માજી! માફ કરો!"

"થઇ રહ્યું! આમ બોલી દેવી અદૃશ્ય થઇ ગયા.

આમ દેવાના ગયા બાદ સિધ્ધરાજ પાછળજ જોઇ રહયો આંખો ખેંચાવા લાગી. નયનોમાં આંસુ વહેવા લાગ્યા. જીવન ઉપર પુનઃતીરસ્કાર પ્રગટયો. પણ પાછું પાણી આવ્યું છે તેવી ભ્રમણાઓ તેને થવા માંડી. "લાવ જોઇ આવું" આમ વિચાર કરીને તે જોવા ત્યાં ગયો ત્યાં માણુસો જમીન તપાસતા હતા. હમણાંજ પાણી આવશે તેમ જે જમીન ઉપરથી જણાતું હતું. તેજ જમીન અત્યારે કઠીન લાગી. પાણીના ઝરણા જ્યાથી સ્ફુરતા હતા તેજ ઝરણા અત્યારે કયાંય અદૃશ્ય થયા?

"બાપુ! પાણી વાળી જમીન પાછી અદૃસ્ય થઇ ગઇ!"

"આવેલા નીર શુકાયા! પાણી! પાછા વળ્યા!"

"પ્રજાનું નસીબ!" પોતાનો દોષ ઢાકવા પ્રજા ઉપર આળ મુકયું ને સત્ય પ્રીય રાજા અસત્યને પંથે વળ્યો. અને જેવા અસત્યના પંથે વળ્યા પછી પાછો શી રીતે વળી શકે? તેમાંથી તો વધુને વધુ અસત્યતા અન્યાયના ઝરણાઓ સ્ફુરવાના પાપમાં તે પ્રર્વતવાનો અને અસત્યના પંથે ચાલવાનો ન્યાય અને નીતીનું દેવાળું કહાડવાનો!

"તો દેવઠીઓ તો બંધાઇ ગઇ છે!"

"કેટલી!"

"એકસોને આઠ!"

' વાઈ ! "

" તો હવે ખોદ કામ પુરૂ કરશું ? "

" હાસ્તો ત્યારે શું કરશું ? "

" બધું ધાર્યું અફળ ગયું ! "

" પ્રભુની મહેરબાની ઓછી છે ! "

" બાપુ આપના શબ્દો સાચા પડયા ! " તેમાના એકે કહ્યું.

" શું ? "

" આપનું સ્વપ્નું ! "

" હા ! "

" પાટણની પ્રભુતાનો અસ્ત થવા આવ્યો છે ! "

" જરૂર ! મને વારંવાર શોક થાક છે ! મારા વખતમાં પાટણની પ્રજાને લગીરે કામનુ પડવા દેવાં મેં શખ્ત બંદોબસ્ત કર્યો છે તદવી પણ......

" બધુ જોરાવર રાજપૂતના લીધે ! "

" હા ! નરાધમ તેવાને લઇને આ થયું ! " બીજાએ શાક્ષી પુરી

" બાપુ શું કરે ! "

" બાપુ શું કરે ? પ્રજાનું નસીબજ એવુંજ ? "

હાસ્તો નહિ તો આટલી મહેનત કરવાં પણ વ્યર્થ જાય ? "

પૈશાનું પાણી ! "

" જરૂર પ્રજાના પૈશાનું નાહક......"

" પણ પ્રજાના હિત અર્થે વાપરવા આપણે તો તૈયાર થયા હતા તેટલાજ માટે મહારાજાએ તળાવ ખોદાવ્યું પાણીના ઝરણોની આશા બંધાઇ પણ પાણી ન આવ્યા ! "

" ક્યાંથી આવે ? પ્રજામાંથી સત્ય ગયા ન્યાય ગયા ! પછી પાણીનો શો વાંક ? નહિ તો આવેલા વરસાદ ? પાકેલા પાક ! તીડના ટોળા પડે ? અને પાકને નુંકસાન થાય પાણી સુકાય આ બધું શું! પ્રજા જેવી થઈ તેવા કૃત્યો થયા તેવીજ દશા થઇ તેમાં બાપુનો કે મેઘરાજનો શો દોષ ? "

આવી તરહ તરહની વાતો કરતાં માણુસો રાજાસહ નગરમાં આવ્યા નગરજનો ચાતુંર તેમને પાણીના સમાચાર જાણુવા ઉત્સાહ બન્યા અને સામા આવતાં રાજા અને કારભારીયોને તે બાબતના સમાચાર જાણુવા આગળ વધ્યા.

નગરવાસીજનો ઉત્સાહ પુર્ણ આવતાં હતાં પણ સામા માણસોના મુખ ઉપર ઉધરીનતા નીરાશાના વાદળ છવાયા હતા આશાનું કિરણ પણ પ્રગટયું ન હતું. ! "

" શું થયું ? " પ્રજા માણુસોમાંથી અવાજ આવ્યો.

" સ્વપ્ન સાચું પડ્યું ! "

" હેં પાણી ન આવ્યું ! "

" અરર ! આ શું ? ભુમીમાંથી પાણી પણ પલાયન થઇ ગયું ? "

" આતો હળાહળા દુષ્કાળ વ્યાપો ! "

" સાચુંજ ભુમીમાંથી રસ અને કસ ગયા ? "

" આ ધરતી ! નવનવન સમાન ખીલી રહેલી વાડી ! હવે ઉજ્જડ વેરાન થશે ? ભારત ભુમી પવિત્ર ગુર્જરીની વાડી સુકાશે ? આ શું ? "

" આવા આવાજો પ્રજાજનોના મુખમાંથી નીકળવા માંડ્યા ઘણાની આંખમાંથી તો અશ્રુની ધારા વહેવા લાગી,

" પણ ઢોરની શી દશા થશે ! "

" માણુસના પાપે તે મરશે ! "

" ધોના પાપે પીપળો નાશ પામશે ! " બીજાએ જણાવ્યું "

આમ શોકમાંને શોકમાં ગમગીનીને ગમગીનીમાંયે આખી નગરની પ્રજા ફરતી ફરતી રાજ્ય મહેલમાં આવી મહારાણીફળ જાળવા ઉત્સુક હૃદયે ઉભા હતા. પણ તેમના ઉપરથી તે સમજી ગયા પાણી ન આવ્યું આ જાણી શોકાતુર બની તે હેઠળ પડયા બેભાન બન્યા.

મહારાજા પોતાનાં ખંડમાં આવ્યા પણ પોતાના કૃત્યો માટે તેમને વારંવાર દીલગીરી થતી હતી ગમગીનીએ તેમના મુખ ઉપર સામ્રાજ્ય વ્યાપ્યું હતું ઉદાસીનતા સત્તા ભોગવતી હતી જેમના મુખ ઉપર હમેશા આનંદ હતો તે આનંદનું સ્થાન આજ ગમગીનીએ લઇ લીધું હતું હૃદય ભગ્ન થતું હતું નિરાશાના વાદળ તળે તે દબાયો હતો જીવનમાં આશાનું કોઇ પણ કીરણ ન હતું ! શું કરવું તે સુઝતું ન હતું ! બે હસ્તમા પોતાનું મસ્તક ઝાલી નીચી મુઢીએ તે જોઇ રહયો હતો ! હવે તો દેવીના પણ દર્શન દુર્લભ થયાં તેમ જણાયું.

ફરીથી પાછા દેવીની પ્રાર્થના કરવા લાગી ગયો. દેવીની તસ્વીર-દેવીની પ્રતિમા પોતાની સમક્ષ લાવવા ઘણા પ્રયત્નો કર્યાં પણ ફોકટ! ઘણી વખતના અંતે દેવીની આછી આછી પ્રતિમા સિદ્ધરાજની નજર સમક્ષ તરવા લાગી.

" મા છોરૂ કછોરૂં થાય ! પણ આપ શા માટે મારા પર ગુસ્સે થયા । શું મારા રાજ્યમાંથી તમે જવા માંગો છો ! મારા રાજ્યની આબાદી આપને ખુચે છે ? મા! દયા કરો! તમેતો દયાની દેવી! પછી આપ શા માટે મારાથી કોપે ભરાયા છો ! મા તમારા ચરણુમાં પડી

તારો છોકરો તારા પગ બીજાવે છે તોય તુ દયા નહિ કરે ? મા ! દયા લાવીને તેં મારા પર ઘણાય ઉપકારો કર્યા. ઘણી ઘણી વખત મા ! તારા પ્રતાપે હું જીત્યો તો આટલી વખત રહેમ લાવ દયા કરી મારા દોષોને ભુલીને મારી પ્રજાના હિત અર્થે પણ તું પ્રગટ ! અને પાણીની તાણ ઓછી કર ! આ ગરીબ પ્રજા મરવા પડી છે? હજારો પ્રાણીઓ પાણી વગર ટળવળેછે તો જરાતો દયા કર"

સિદ્ધરાજે નમ્રતા ભરી પ્રાર્થના કરી ત્યાં નીચો નમીને બે હસ્ત જોડીને ત્યાંજ પડી રહયો પણ કોઇ બોલ્યું નહિ.

દેવી તેના પર ગુસ્સે થયા હતા જાણે હવે તેના પર તેના કામથી કંટાળીને તેના તરફ તીરસ્કાર ભરી નજરે જોતા હતા તેમ તેવી રીતના સીદ્ધરાજને દર્શન થયા.

સીદ્ધરાજ આથી વધુ ગભરાયો બેભાન થઇ નીચે પડયો રાણી હજી ભાનમાં આવી ન હતી. ત્યાં તેની દોડાદોડ ચાલુ હતી ત્યાંતો શ્રી મહારાજા પણ બેભાન થયા. સેવકો ઉપચાર કરવા લાગ્યા,

પણ મહારાજાને શાંતિ વળીને તે શું કરવાના હતા. દેવીની આમ સુચના છતાં પણ તે બેભાન ભુલ્યા અને પાણી ગુમાવ્યું પ્રજાના શ્રાપો વરસ્યા અને આ પાટણની આબાદી અને શાંતિને ધકો પડયો.

---

# પ્રકરણ ૫ મું.

## વધુ પ્રકાશ




ય વાંચનાર !

આપણે હજી આ વાર્તા પર વધુ પ્રકાશ પાડવાની જરૂર છે. ને તે આપણે પાડીએ ને જોરાવર રજપુત પર !

જોરાવર રજપુત કઇ જાતનો હતો તે કોઇ જાણતુ ન હતું પણ મહારાજા સીદ્ધરાજની સભામાં તે શા અર્થે આવ્યો હતો ?

જયારે તે નોકરી અર્થે આવ્યો ત્યારે તેણે પડકાર કરીને જણાવ્યું કે " મહારાજા લડવા આવો ! અગર તો મને નોકરી રાખો."

રાજા અને આખી રાજસભા આનો અભીમાન ઉતારવા તઇયાર થઇ ઘણાએ તો હાંસી કરી ! રાજાએ પોતાના અખાડામાંથી એક મલ્લને મોકલ્યો ! પણ કળાબાજ જોરાવર તુરત તેને પુરો પડયો ને મરણને શરણ મોકલ્યો.

" અભીમાની માણસ ! તારૂં નામ ! "

" જોરાવર રજપુત ! ' તેણે અભીમાનથી કહ્યું

" જાવ બીજો મલ્લ મોકલો ! "

અને તુરતમાંજ અખાડામાંથી બીજો મલ્લ તઇયાર થઇને આવ્યો સામા સામા બંને જણાએ જંગો થાબડી અને યુદ્ધના ભણકાર કરીને આખુ ગામ પ્રભાસ પાટણ ગર્જવી મુકયુ,

અને આ બંન્નેનું યુદ્ધ જોવા આખુ ગામ ભેગું થયું " આ જોતો અરે ! અભીમાની માણસ ! "

" કેમ ! તું શું ધારે છે ? કોણ જીતશે ? "

" ઘણા ભાગે તો આપણો મલ્લ ! "

" આપણો મલ્લ ! "

" હા ! તું શું ધારે છે ! "

" હું તો ધારૂં છું કે પેલો જીતશે ! "

" જે જીતે તે ખરૂં ! "

" શું જો તે જીતશે તો પ્રભાસ પાટણમાં તે કોઇ વખત ત્રાસ વર્તાશે "

" જરૂર ? એમ તો થાય ? "

" શું કરશું ત્યારે ? " એકે મશ્કરી કરતાં જણાવ્યું

" શું કરશું ત્યારે તે વળી જે થાય તે ખરૂં ? " બીજાએ જુવાબ આપતાં જણાવ્યું

" હારતો આપણે શું કરી શકવાના હતા "

" જો તો ખરો આપણો મલ્લ જીતપર આવ્યો "

" વાહ વાહ ! જીતે તો તો ઘણું સારૂં "

આમ વાતોના તરહ તરહના ગપાટા હાંકતા હતા તેવામાં પ્રભાસ પાટણનો મલ્લ કાંઇક જીતપર આવ્યો ને ગામના માણસોએ કીકીઆરી કરી મુકી.

પણ કુદરત શું કરે છે ક્ષણ ભરમાં ગમે તેવો પલટો થાય ? અને તેનું શું થાય તેતો પ્રભુના હાથ જે ક્ષણ થતા હજારો હસે છે ત્યારે કરોડો જણાની આંખમાંથી આંસુની ધારા પણ વહે છે તેનો કુદરતના હાથ છે પ્રભુ શું કરશે તેની અપાર મતિ અપાર કળાતો આ જગતમાં કોઇ જાણી શકવાનું પણ નથી "

એ હસતા માણુસો ખુશાલીમાં મસ્ગુલ થયેલા માણુસો આંખનો પલકારો મારે ત્યાં તો પાટણનો મહેલ હેઠળ પડયો ને મરણ શરણ થયો.

ત્યારથી તે જોરાવર રાજપુર રાજાનો અંગરક્ષક થયો ત્યાંથી ઉચ્ચ ફરજપર આવીને મહેસુલ ઉઘરાવવાનું કામ તેને સોંપાયું.

ઘણી વખત આ કામ હાથ લીધા પછી તેની ફરીયાદો રાજ્યમાં આવતી પણ મહારાજા તેની તરફ દયાની નજર કરી છોડી મુકતા.

અને તેના પ્રતાપે તેણે શું કર્યું ? પોતાનું આગળનું વેર વાળવા નિર્દોષ પટેલનો જીવ લીધો તેની સ્ત્રીના શ્રાપે પાટણની આબાદી બરબાદીના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ.

રાજાના પ્રતાપે પ્રજા દુઃખના રોગથી પીડાવા લાગી " યથા રાજા તથા પ્રજા " તેમ પ્રજા પણ કુર બની ! રામરાજ્ય ! રાવણ રાજ્યમાં પલટાઇ ગયું.

જસમા ઓડણ, ઓડણ જાતની હતી છતાં પણ તેણે પોતાની જાતને સતી તરીખે ઓળખાવી ! શીયળ શું ચીજ છે ! તેની કીમ્મત તેને બરોબર થઇ ' અને તેથી આજ સ્ત્રીઓ તેને આદર ભાવથી માને છે.

સીતા-તારા-દમયંતીની હારમાં જસમાનું નામ ઉમેરાવું જોઇએ જસમા પણ પોતા ઉપર આવેલી કસોટીમાંથી તે આગળ વધી મહારાજા સીદ્ધરાજની તમામ વિલાસ અને વાસના યુક્ત વસ્તુને ઠોકર મારી ! તેજ તેનો સતીત્વનો પ્રભાવ ! તેજ પ્રભાવે તે પ્રાતઃસ્મરણીય રહેવાની ! "

આર્ય દેશની બાળાઓની શીયળની કિમ્મત શું હતી તેની જાણ આ પુસ્તક પરથી વધુ પડવા સંભવ છે અને જસમા તેમને ઉજ્જવળ દાખલો ગુર્જરીને થઇ પડશે તેમ મારૂં માનવું છે.

# જશમા ઓડણનો

## ગરબો.

---

આજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
આવ્યો સબળો મેસો સોલંકી સિદ્ધરાજ,
જેને કીર્તી વ્યાપી રહી છે આ જગમાં ધણીરે
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટા માનસરોવર દેવળ ધર્મ વીશાળ,
પોષી સર્વે પ્રજાને સહુ સર્વ નમાવીઆરે
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યુંરે,
ખોદે ખાડા ત્યાંતો માળવી ઓડ અનેક,
નાંખે ઓડણો મરોડુ માથે લઇ પળુરે-
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે.
માટી લેતાં જશમા ઝુલાવે નિજ બાળ,
વળતાં મુખડું પેખી જાય કુવરને વારણેરે
સાદે વેષે ફરતાં રાજાએ દેખી પરીરે,
પાસે જઇને રાજા કહે છે સુણ તુ સુંદરીરે.
સીધરાજ—માટી વહેવાને આ કોમળ કાયા કરી નથીર,
પાસે બેશીને તુ રીઝવ તારૂં બાળ
બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે
જશમા—જશમા કહેછે રાજા કામ કરી ખાવુ અમેરે
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવમા દાંડા બેઠે નવ નાઠે કહીરે.

સિદ્ધરાજ—જશમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,
મારા નગર તણો તું આવીને જો નોક,
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે,
જશમા—નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓરે
તેમાં માણુસ આડે ચાલ્યાનો નહી માત,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે,
સિદ્ધરાજ—જશમા માણુસ બહુ દેખીને શું ઘેલી બનેરે
તારાં હલકા મનમાં ઉઠે લહેકા ઘાટ
ન કળે બાબરની બીરંકોથી સાકર સ્વાદનેરે
જશમા—રાજા મેલા માંણુસનાં મેલાં શહેરનાંરે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ
મેલા ઝેર તણા જીવો તે જીવે ઝેરમાંરે
સિદ્ધરાજ—જશમા રાજાના દરબારોં તેં દીઠા નથીરે
તેમા બાગે બગીચા ખીલે ફુલ ગુલાબ
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથીરે,
જશમા—રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળ છે રે
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ,
મારા જંગલની મોજે તો મોંઘે મૂલ છે રે,
સિદ્ધરાજ—જશમા જંગલની વાતો તું આજ વિસારજેરે.
મીઠા નરઘાં ને સારંગી કેરાં સુર,
ગાયન સુણવાને કાજે તું મહેલ પધારજેરે,
જશમા—રાજા નવ રીઝું સારંગી કેરા સુરથીરે,
મેના મોર બહુ ટેવ્યા છે મુજ કાન,
વાતો કોયલના ટાકાની તો કહેતી નથીરે;

સિદ્ધરાજ—ઓડણ આવો તો ઉતારૂં મેડી માળીએરે.
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ,
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશુંરે.
જશમા—મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડીરે.
મેડી માળે ચઢતાં મુજને આવે ફેર,
પડતાં પણ ભાગે ને કાયા થાયે કુબડીરે,
સિધ્ધરાજ—ઓડણ આવો તો પીરસાવું મેવા ચુરમાંરે,
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતિને દ્વાર,
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાંરે,
જશમા—મારે ઓડણને તો વાળુ જોઇએ ઘેંશનાંરે,
રાજા શું છે મારે હય હાથીનું કામ,
દહીં ને દુધ મઝેના મારે ભુરી ભેંસનારે,
સિધ્ધરાજ—ઓડણ માગી લ્યોને આછા સાળુ ઓઢણાંરે.
હીરા માણેક મોતી સોનાના ભંડાર,
આવી કંચનવરણી કાયા પર શોભે ગણાંરે,
જશમા—છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશેરે.
નાખું ઘાસ ચણોઠી કંઠી કંઠે હાર,
પહેરૂ ફુલ તણી માળા તો પરણ્યો રીઝશેરે,
સિધ્ધરાજ—જસમા કહે તુ મુજને કેવો છે તારો પાતરે.
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખીઓ આ જગમા બીજો નથીરે,
જશમા—પેલો કેંડ કસીને કામ કરે મારો પતિયે,
જેના મોળીયામા બહેકે છે બહુ ફુલ,
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે,

સીધરાજ-જેને કામ કરતાં એ ન્યાળે તારા ધણીરે,
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ,
તારી બુઝ ન જાણે જશમા એ તારો ધણીરે.

જશમા—રાજા સાચાને આંચ લેશ નથી સંસારમાંરે,
મારા પતીને મારો સંપુર્ણ વિશ્વાસ
હું તો અન્ય જનોને ભાઈ ગણી રહું બારમારે

સીધ્ધરાજ—જશમા રાણી ને રાજાને હું તાબે કરૂં રે
મોટા મહારથી પણ ન આપે સામો બોલ
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂરે

જશમા—રાજા કાયા ને માયા પર બળનુ નૃપ વરસુંરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માય
ભારે ભુપ તણું પણુ તે પર નવ ચાલે કશુંરે.

સીધ્ધરાજ—જશમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવી દંપતિને પણ આખર હોય વીયોગ,
મીથ્યા આ જગના સુખ માટે મન મુઝાયછેરે.

જશમા—રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશેરે.
એવી અલ્પ જીંદગી માણે આ સૌ લોક,
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશેરે,

સીધ્ધરાજ—જશમા પહેલું કે આ બીજું પણીયત તારૂં !
ઓડણુ કેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ ?
મારા મ્હેલ તણું સુખ ઝુંપડીએ આવી ઠર્યું રે

જશમા—રાજા આલોકે મારે એ પતીરે.
પ્રીતે પરણ્યા માટે છોડુ મારા પ્રાણુ પ્રાણ
એના શત્રુ તુ છું મુખ કદી જાતી નથી રે
એવુ કહીને જશમા ટોપલી લઇ પાછી ફરીરે
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ,
થઇ છે જશમાના પતિવ્રતની જેને ખાતરીરે.

# સતી સાવિત્રીનો ગરબો

કવી—રૂડા અશ્વપતી રાજાની ડાહી દીકરી,
જેનું સતી શીરોમણી સાવીત્રી છે નામ,
જેણે સ્વામીને છોડાવ્યો યમના પાસથીરે,
જેણે સકળ જગતમા અમ્મર કીધુ નામ
તેના ઉત્તમ ગુણની ગરબી ગાઓ સુંદરીરે ૧
રાજા એક હતો ઘરડો ને આંખે આંધળોરે
તેનુ શત્રુએ લઇ લીધુ રાજ્યાસન,
તેથી જંગલમાં જઇ બાંધ્યું તેણે ઝુંપડું રે,
તેને સત્યવાંન નામે લાડકડો તન,
કરતો માતપીતાની સેવા પુરા પ્રેમથીરે.
જેની કંચનવરણી કાયા વાણી મીઠડીરે, ૨
મીઠા મહેરામણના જેવો ગુણ ગંભીર,
ઘરડાં અંધ પિતામાતની જેણે લાકડીરે
રેતો માતપીતાની આજ્ઞાને આધીન,
તેની સાથે વરવા સાવીત્રીએ આદર્યું રે, ૩
નારદ—ત્યાં તો નારદજી સમજાવે બાળા ઘેલડીરે,
તેની સાથે વરતાં થાશે મોટી હાણ,
એની આવરદા તો એક વરસ બાકી રહ્યોરે,
માટે ના કરતી તુ વગર વીચાર્યું કામ,
બીજા રાજકુવર રૂપાળાની સાથ વરોરે. ૪
સાવીત્રી—ત્યારે સાવીત્રી બોલી નારદજી સાંભળોરે,

લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર;
મ્હેં તો મનથી માન્યો તો પરમેશ્વર માણરેરે,
મ્હારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર;
માટે એ વરની સાથે સગપણ મારૂં કરોરે. ૫
કવિ—જોઇ અડગપણું પુત્રીનું રાજાએ પછીરે,
દીધું સાયવાનની સાથે કન્યાદાન.
રૂડા રાજ્યમહેલની વસનારી વગડે વસીરે,
ત્યાગી અંબર જુનાં વસ્ત્ર કર્યાં પરિધાન;
સ્નેહે સ્વામી સસરા સાસુની સેવા સજીરે. ૬
જેણે કઠણ ભૂમિપર પાય કદી દીધો નથીરે,
જેના પડતા બોલ ઉપાડે દાસી દાસ;
જેની કોમળ કાયા ફુલ શૈયાપર લોટતીરે,
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ;
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથીરે. ૭
ત્યાં તો જળના રેલાસમ દિવસો જાતા હતારે.
બાળા નારદજીનાં વચને કરતી યાદ;
મનમાં ભય ધરતી નવ કરતી કોને વારતારે,
મનથી ગોઠવતી શું કરવું તેના ઘાટ;
રજની દિવસ વિચારો એના એ મનમાં થતારે. ૮
દા'ડા ચાર રહ્યા આવરદાની અવધી તણારે;
સતીયે તે સમયે ત્યાં અન્ન જળ કીધું ત્યાગ;
જોડયું ચિત પ્રભુમાં ધારીને શુભ ધારણારે,
સોપ્યું શ્રીહરિના ચરણે પોતાનું ભાગ્ય,
સાવિત્રી—મારી વ્હારે ચડજો હે દિનબંધુ શામળારે! ૯

જાણ્યું સાસુ સસરે વહુઅર સંકટ વેઠતીરે.
સાસુ સસરા—શાને માટે કરતી અન્ન ઉદકનો ત્યાગ;
શાણી આ માટે કારણે કંઇ કહેતી નથીરે;
કષ્ટે કરમાઇ આ કોમળ ત્હારી કાય,
વહુઅર આ વયમાં વ્રત કરવાં યોગ્ય તને નથીરે. ૧૦
કવિ—દુઃખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રત વિધિએ કરીરે,
આવ્યો સ્વામી સ્વર્ગ સિધાવા કેરા દંન,
સાવિત્ર—આજે ના થાઉં અળગી હું મારા નાથથીરે:
કવિ—એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન,
સ્વામી સંગે રે'વા તૈયારી બાની કરીરે. ૧૧
ત્યાંતો સત્યવાન માબાપ તણે ચરણે નમેરે.
કરમાં લઇ કોવાડો કાષ્ટ કાપવા જાય,
ત્યારે સાવિત્રી સ્વામીને છાની વિનવેરે;
સાવિત્રી—આજે વન જોવાની મુજને ઇચ્છા થાય,
માટે સંગાતે લઇ જાઓ સ્વામી મુજનેરે. ૧૨
સત્યવાન—ઘેલી નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે.
ત્હારી કનકલતા સરખી કાન્તિ કરમાય,
વ્હાલી વગડામા ઝાઝા કંટકને કાંકરારે;
ત્હારી પંકજ સરખી પગ પાની છુંદાય,
માટે હઠ મેલી અલબેલી ઘરમાંહી રહોરે. ૧૩
સાવિત્રી—સ્વામી તમ સંગાથે જંગલ મંગળ લાગતુંરે,
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા ધાય,
હું તો પગલે પગલે પંથે તમ પુંઠે રહુંરે;
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય,
માટે સંગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે. ૧૪

સત્યવાન—નારી જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરીરે,
આજ્ઞા માગો જઇને માતપિતાની પાસ,
આજ્ઞા આપે તો અતુરા ચાલો મુજ સંગમાંરે;
વ્હાલી વડિલ જનોની આજ્ઞા નવ લોપાય,
લખિયું શાસ્ત્ર પુરાણે જાણો કો સરવે તમોરે. ૧૫
કવિ—આજ્ઞા માગીને ચાલ્યાં આનંદે દંપતીરે,
પંથે કરતાં પ્રેમે વિધવિધ વાત વિચાર,
મુખ મલકાવે પણ સાવિત્રીને ચિન્તા અતીરે;
રાખે પળ પળ પોતે સ્વામીની સંભાળ,
મનમાં ધીરજને ધારે સંભારે શ્રીહરીરે. ૧૬
આવ્યાં ગાઢા વનમાં નરનારી બે સાથમાંરે,
વીણ્યાં ફુલ અને ફળ ઇચ્છાની અનુસાર,
વળતી કોવાડો લીધો પોતાના હાથમાંરે;
લાગ્યો કાષ્ટ કાપવા સત્યવાન તે વાર.
એનો આવરદાતો તે સમયે પૂરો થયોરે. ૧૭
લાગ્યો થાક ઘણો ને અંગો લાગ્યાં ધ્રુજવારે,
આવ્યા તમ્મર ને રૂંધાયા પ્રાણ,
મુકી કાષ્ટ કાપવા આવ્યો સાવિત્રી કનેરે;
સત્યવાન—વ્હાલી ઓચિન્તી આવે છે વનમાં વાણું,
શાણી નહિ સમજાતું દુઃખ ઘણું થાતું મ્હનેરે. ૧૮
સાવિત્રી—મારા નાથ તમારા સંકટ હરજોશ્રીહરીરે,
તમને કુળદેવી વનદેવીની રક્ષાય,
ઘરડાં માતપિતાની સેવાના પુણ્યે કરીરે;
વ્હારે આવીને વિશ્વેશ્વર કરશે રક્ષાય,

કવિ—એવું કહીને બેઠી મસ્તક ખોળામાં ધરીરે. ૧૯
ત્યાં તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે,
જેને વસ્ત્ર તણો દીસે છે રાતો રંગ,
જેને માથે છે મુગટ ને કુંડળ કાનમાંરે,
દેખી સાવિત્રીને કાયે ઉપજ્યો કંપ,
તો પણ ધીરજને ધારી બોલી તે સુંદરીરે. ૨૦
સાવિત્રી—કહે છે સાવિત્રી છો કોણ તમે સાચું કહોરે !
નક્કી લાગો મુજને દેવ તણા અવતાર.
આવ્યા શા માટે ને શું કરવા મનમાં ચહોરે ?
મારા મનમાં થાયે શંકા અપરંપાર.
કવિ--એવું બોલી શિર નમાવી સાવિત્રી રહીને. ૨૧
યમરાજા—હું તો છું યમરાજા સાંભળ ઓ શાણી સતીરે !
આવ્યો છું ત્હારા સ્વામીને લેવા કાજ,
એની આવરદાની આજ અવધ પૂરી થતીરે;
ત્હારા સ્વામી પરનો સ્નેહ હવે વિસાર,
કવિ—નાંખી પાશ પકડિયો સૂક્ષ્મ દેહ એવું કહીરે. ૨૨
દેખી બંધાયેલો સ્વામી કેરા દેહનેરે,
સતીએ તે સમયે કરવા માંડયું કલ્પાંત,
સાવીત્રી—બાંધીને ક્યાં લઇ જાઓ છો મારા નાથનેરે !
કવિ—એવું કહીને દીધો યમરાજને સાદ,
ચાલી પડછાયાની પેઠે પાછળ સુંદરીરે. ૨૩
યમરાજા—બોલ્યા ત્યાં યમરાજા સાંભળ હે શાણી સતીરે !
જા તું પાછી ત્હારા આશ્રમમાં આવાર,
તારા સ્વામીની કર અંતક્રિયા વિધિયે કરીરે;

જેથી થાયે એના જીવ તણો ઉધ્ધાર,
નારી નાહક શ્રમ કરવાથી ફળ કશુંએ નથીરે. ૨૪
સાવિત્રી–બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે,
મારા નાથ વિના પાછી નહિ ફરનાર,
જયાં લઇ જશો ત્યાં આવું પણ સંગ તજુ નહિરે,
સ્વામી વિના છે સુનો સઘળો છે સંસાર
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલેરે. ૨૫
પુછું યમરાજા હું ઉતર આપો મુજનેરે,
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાય,
પણ જો બાંધીને લઇ જાશો મ્હારા નાથનેરે,
મારો પતિવ્રતા ધર્મ કેમ સચવાય,
તેનો ઉત્તર આપીને વળતી ડગલું ભરેરે. ૨૬
યમરાજા–શાણી અમૃત સરશી વાણી ત્હારી સાંભળીરે,
મ્હારા અંતરમાંહી ઉપજે છે અનુસાર,
ત્હારી ઇચ્છામાં આવે એવું ઓ સુંદરીરે !
ત્હારા સ્વામીના જીવિત વિણ બીજું માગ.
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે, ૨૭
સાવિત્રી–મ્હારા સસરા છે ઘરડા ને આંખે આંધળાંરે,
ત્હેની રત્નસમી બે આંખો સારી થાય
આવે સજ સુરજનાં સરખું બંને આંખમાંરે,
અંગે વૃધ પણાનું દુખ કદી નવ થાય
કવિ—એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૨૮
યમરાજા—ત્હારા સસરાની આંખો નારી સારી થશેરે,
વધશે સુરજના સરખું આંખોનું નુર,

ત્હેની વૃધપણાની પીડા સઘળી વામશેરે,
માટે જા પાછી પુત્રિ આવી બહુ દુર
ઝાઝું ચાલ્યાથી એ શાણી શ્રમ તુજને થશેરે; ૨૯
સાવિત્રી—બોલી સાવિત્રી કરજોડી યમરાજા સુણોરે,
મ્હારે વસવું જોઈએ સદાય સ્વામી પાસ,
મુજને શ્રમ નવ લાગે સ્વામી અંગે આવતાંરે
સ્વામીથી દુર વસતાં તનમાં પ્રગટે ત્રાસ
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધીક છે રે. ૩૦
તમને જોતાં યમરાજા શ્રધ્ધા મુજને થતીરે,
મ્હારો મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય.
શાણાઓ કે છે કરવી સજજનની સંગતીરે:
તે તો પુર્વ જન્મના પુણ્યેથી બંધાય;
સજ્જનની સંગીતનું ફળ મિથ્યા જાતું નથીરે. ૩૧
યમરાજા—ગાત્રી વાણી ત્હારી અમૃત સરખી લાગતીરે,
મ્હારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ,
ત્હારા સ્વામીના જીવિત વિના બીજું ફરીરે,
મ્હારી પાસેથી પુત્રી મનગમતું માગ,
ત્હારી ઇછા પુરણ કરવા હું ઉભો અહીરે ૩૨
સાવિત્રી—મ્હારા સસરાજીનું રાજ્ય દબાવ્યું દુશ્મનેરે
તેથી કાપો છે વગડામાં આવી વાસ
તેનું રાજ્ય ગયેલું સરવે પાછું સાંપડેરે
નિત્યે ધર્મ રહે અંતરમાં પુરી વાસ;
કવિ—એવું બોલીને સાવીત્રી કરજોડી રહીરે. ૩૩
યમરાજા—પુત્રી સસરા ત્હારા રાજ્ય ગએલું પામશેરે.

મળશે મન ગમતા વૈભવ એ શાણી નાર !
ત્હેની ધર્મ વિષે દૃઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશેરે;
પાછી વિચર હવે પુત્રી નવ કરતી વાર,
ત્હારી દેહે દુઃખ થશે એ કુળવંતી સતીરે ! ૩૪

સાવીત્રી—મ્હારા દુઃખ વિષે ચાકી શી ? યમરાજા કહોરે,
મ્હારી નજરે બંધાયેલા દેખું નાથ,
મ્હારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમેરે;
સુખમાં દુઃખમાં પણ રે'વું સ્વામીની સાથ,
મ્હારે સ્વર્ગ તણાં સુખ શું કરવાં સ્વામી વિનારે. ૩૫
રાખો સકળ જગતને નિયમ મહીં નિત્યે તમેરે;
આપો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ,
રાજા રંક શત્રુને મિત્ર ગણો સરખા તમેરે;
તેથી નામ તમારૂં ધર્મરાય કહેવાય,
શરણે આવેલનું સંરક્ષણ કરતા તમેરે. ૩૬

યમરાજા—શાણી વચનો ત્હારાં અંતર મ્હારૂં ઠારતાંરે,
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય.
પુત્રી ના શરમાતી મ્હારી પાસે માંગતારે;
બીજું ત્હારા સ્વામીના જીવિત સિવાય
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે. ૩૭

સાવિત્રી—મ્હારા તાત તણું ઘર પુત્ર વિના સુનું દીસેરે,
ત્હેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય,
તેના વંશ તણી આ વિશ્વ વિષે કીર્તિ વધેરે;
મારાં માતપિતાનાં સંકટ સરવે જાય,

કવિ—એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૩૮

યમરાજા—ત્હારા તાત તણે ઘર ગુણીયલ સો પુત્રો થશેરે,
ચારે દશે દીશામાં વંશ તણો વિસ્તાર;
ત્હારાં માતપિતાનાં સંકટ સર્વ ટળી જશેરે,
મુજને આપ્યું ત્હારી ઇચ્છાની અનુસાર,
આવી દુર ઘણે પુત્રી જા તું પાછી હવેરે. ૩૯

સાવીત્રી—મ્હારા સ્વામીની સંગે છું તો ક્યાં દુર છુંરે,
મારૂં મન તો દોડે છે એથી પણ દૂર,
સ્વામી સંગે રે'વું એ ભૂષણ સતીઓ તણુંરે;
ત્યાગી કાયાને છાયા ક્યાં જાએ દુર,
સ્વામીના વિરહે સતીઓનું જીવ્યું દોહલુંરે. ૪૦

રાખે પુર્ણ ભરોંસો સજ્જનો જગના જનોરે,
વિનતી કરતા સજ્જનનો રાખી વિશ્વાસ,
શત્રુ મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે,
આવે નહિ સુરજમાં અંધારાનો ભાસ,
સજ્જનની સજ્જનતા કદીયે પલટાતી નથીરે. ૪૧

યમરાજા—ત્હારાં વચનો શાણી અમૃતથી પણ મીઠડાંરે,
મુજને તે સાંભળતાં આવે પ્રેમ અથાગ;
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનાંરે;
ત્હારા સ્વામીના જીવિત વિણુ બીજાં માગ,
ત્હારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે. ૪૨

સાવિત્રી—મુજને આપો તો યમરાજા માગું એટલુંરે,
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય,
મ્હારા કુળનું આ જગમાંહી માન વધે ઘણુંરે,
મ્હારી વડીલ જનોના ચરણે પ્રીતી થાય,
એવુ બોલીને સાવીત્રી કરજોડી રહીરે. ૪૩

યમરાજા-તુંજને તેજસ્વી સો પુત્રો ઓ બાળા થશેરે,
ત્હારા કુળનુ ઝાઝુ વધશે જગમાં માન
ત્હારી વડીલ જનોના ચરણે પ્રીતી વધશેરે.
માટે જા પાછી ઘર તું થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે, ૪૪

સાવીત્રી—બોલી સાવીત્રી સુણો યમરાજા વિનતીરે,
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર,
મોટા માણસનાં વચનો મિથ્યા જાતાં નથીરે;
બોલ્યું અણુબોલ્યું મોટા જનનું નવ થાય,
જાયે પ્રાણ પરંતુ વચન થકી ફરતા નથીરે; ૪૫

થાવા સો પુત્રો વરદાન તમે આપ્યું મનેરે,
તે તો કેમ કરીને સત્ય થશે મહારાજ?
બાંધી લઇ જાવા ધારો છો મારા નાથનેરે,
પળશે કેમ કરીને વચન તમારૂં આજ,
કવિ—એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે, ૪૬

યમરાજા—પુત્રી ધન્ય ત્હને સાચો છે નિશ્ચય તાહારોરે,
બાળા ત્હેં મુજને વચને બાંધ્યો આ વાર,
આજે નિશ્ચયના બળથી ત્હેં વશ મુજને કર્યોરે;
લે આ છોડું છું પુત્રી તારો ભરથાર,
પામ્યો વર્ષ ચારસોનું આયુષ તારો પતિરે, ૪૭

મ્હારાં સો વરદાનો ફળશે તુજને હે સતીરે,
જગમાં ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય!
પામી સુખ જગતમાં અંતે થાશે સુ ગતિરે;
કવિ—એવું કહીને અંતરધ્યાન થયા યમરાય;
વાગ્યાં દેવ દુંદુભી પુષ્પ તણી વૃષ્ટિ થઇરે. ૪૮

વળતી આવ્યાં આશ્રમમાં સંગાથે દંપતી રે,
સતીના અંતરમાં આનંદ અતી ઉભરાય,
સહુને વીતકની વાતો વિસ્તારીને કહીરે;
પ્રેમે લાગ્યાં બન્ને વડીલ જનોને પાય,
આપે અંતરની આશીષો સૌ નરનારને રે. ૪૯

સરવે વરદાનો યમરાજાનાં સાચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ,
અંતે શ્રીહરીને શરણે વસીને સુખીયાં થયાંરે,
બોલો જય જય કહે છે મિત્ર બુલાખીરામ,
ગાતાં શીખતાં સરવે સદ્વર્તનશાળી થજોરે. ૫૦

# સમાપ્ત.

**આશુક માશુક ના પ્રેમ પ્રસંગોથી ભરપુર**

# પ્રવીણસાગર.

ગુજરાતી ટીકા સહિત. આ પ્રસિદ્ધ ગ્રંથ સ્વસ્થાન રાજકોટ-
કૈલાસવાસી મહારાજાધિરાજ શ્રી મહેરામણજીએ પોતાના નિપુ
સહાયકોની સમ્મતિથી સં. ૧૮૩૮ માં રચેલો છે. ગ્રંથ એટલી બ
ચતુરાઇથી ભરપુર છે, કે તેણે ભાષાના નામાંકિત અને ચતુર કવિશ્
રોનાં મન હરિ લીધાં છે. **આખો ગ્રંથ આશુક માશુકની ખરેખર
પ્રેમ મહીમાથીજ વર્ણવેલો છે સાથે નાયક નાયકાના ભે
નાડીપરિક્ષા, અશ્વપરીક્ષા, શુકનાવલી, રણસંગ્રામની પંડિતાઇ
રાજનીતિ, અને વિદ્યા, રાગ, તેની ઉત્પત્તિ, વિરહાલાપ,
ઈશ્વરભક્તિ સાથે** અષ્ટાંગ યોગનું નાનાવિધ અલંકારથી રસમય
વાણીવડે સવૈયા, કવિતા, છપ્પા, આદિ અનેક છંદથી વર્ણવ્યું છે,
ટુંકામાં જેમ કલ્પવૃક્ષ તળે જે ઇચ્છા રાખીએ તે તેને મળે છે, તેમ
આ ગ્રંથમાંથી ભોગ વિલાસ પામશે, યોગીજનો યોગ વિદ્યાને
તેમજ પ્રેમીજનો પ્રેમલીલાને પામીને મનમાં હર્ષ લાવશે, કવિયો રસ
અલંકાર અને છંદને પામશે ચતુર પુરૂષો ચતુરાઇને પામી રાજી થશે
**આ મનોહર ગ્રંથના નાયક પ્રવીણ તે રાજકુંવરી સુજાનબા
અને સાગર તે રાજકોટના** ઠાકોર મેહેરામણજી છે સંપુર્ણ ૮૯
**લેહેરો ૧૦૪ ચિત્રકાવ્ય સહિત** પૃષ્ટ ૮૭૧ સોનેરી ગોલ્ડન
**પુંઠા સહિત કિંમત રૂ. ૮-૦-૦** પોસ્ટેજ **૧૦ આના જુદા.**

મળવાનું ઠેકાણું :—

**બુકસેલર મંગળદાસ જોઇતારામ**

રીચીરોડ—અમદાવાદ.

**ધર્મ વિજય પ્રી. પ્રેસ ૨૧ રતનપોળ.—અમદાવાદ.**